# ખાદી તથા લગ્નનાં ગીતો

સંગ્રહ કરનાર
સી. પી. શુડગર

બાળી પરદેશી વસ્ત્રો લક્ષ્મીને હાંકી મૂકો
લાવશે એ લક્ષ્મી પાછી શુદ્ધ ખાદી ખરીદો
શ્રી. કુલચંદભાઈ.

જુન ૧૯૩૦

પ્રકાશક
આર. જે. દોશી
વઢવાણ શહેર

કિંમત બે આના

# ખાદી તથા લગ્નનાં ગીતો

સંગ્રહ કરનાર
સી. પી. ચુડગર

વાપરી પરદેશી વસ્ત્રો લક્ષ્મીને હાંકી મૂકી
લાવવા એ લક્ષ્મી પાછી શુદ્ધ ખાદી ધારલો.
શ્રી ફુલચંદભાઇ.

સને ૧૯૩૦

પ્રકાશક
આર. જે. દોશી
વઢવાણ શહેર

કિમ્મત બે આના

# ખાદીનાં ગીતો

૧

સાંભળજો રે સાંભળજો સૌ વડીલ બંધુ સાંભળજો.

ન્હાનાએ ખાદી પહેરી છે, વિદેશી મમતા ટાળી છે;
તમે સમજીને ખાદી ધારો— સૌ વડીલ૦

તમે મોજ શોખ બહુ માણ્યા છે, નિર્ધનતાને દુઃખ આપ્યાં છે,
હવે સુંદર ખાદી પહેરી લ્યો— સૌ વડીલ૦

તમે દેશનું ભુરૂં બહુ કીધું, જીવતરનું સાર્થક ના કીધું;
હવે ખાદી પહેરી પાપ હરો— સૌ વડીલ૦

વિદેશીની બલ્લા મોટી, વળગી છે તમને એ ખોટી;
થપ્પડ મારી એને કાઢો— સૌ વડીલ.

સજ્જ થાઓ સ્વરાજ લેવાને, નિજદેશતણું હિત કરવાને;
અવસર આવ્યો છે ચેતી લ્યો— સૌ વડીલ૦

૨

છોડી દીયો રે છોડી દીયો તમે વિદેશી કપડાં છોડી દીયો.

વિદેશી કપડાંને છોડો. પરતંત્ર દશા બેડી તોડો;
તમે સ્વતંત્રતા લેવા દોડો— તમે૦

ગૌ માંસ થકી એ બુરૂં છે, દારૂ સમ પાપી પુરૂં છે;
ગુણમાં એ ન અધુરૂં છે— તમે૦

તમે દયા ધર્મ સૌ પાળો છો, કીડી મંકોડી બચાવા છો;
પણ લાખો ઢોર કપાવો છો— તમે૦
લાખોની લક્ષ્મી લેનારૂં, લાખોની રોજી હરનારૂં;
ઘર ઘરમાં ટંટા કરનારૂં— તમે૦
દુષ્કાળ દેશમાં લાવે છે, મરકીને પ્લેગ બોલાવે છે;
નિજ ધર્મ બધો ભૂલાવે છે— તમે૦
ડાકણની પેઠે વળગે છે, લક્ષ્મી ને જીવન ચૂસે છે;
શ્રદ્ધા હિંમતને લુંટે છે— તમે૦
સ્વદેશી ભુવાને બોલાવો, વિદેશી બલ્લાને કાઢો;
તમે સ્વરાજ ડંકો મારોને— તમે૦
તમે દલીલ ખોટી કરશોના, ભ્રમ શંકા દીલમાં ધરશોના;
તમે દેશના દ્રોહી બનશોના— તમે૦
આ દુર્લભ અવસર ઓળખજો, ગાંધી આજ્ઞા માથે ધરજો;
દુઃખ દાવાનળ દુરે કરજો— તમે૦
આ ટાણું દેશ સેવાનું છે, આ ટાણે બહાદુર બનવું છે;
સ્વરાજ ઝપાટે લેવું છે— તમે૦




નહીં પહેરીયે રે નહીં પહેરીએ, પરદેશી કપડાં નહીં પહેરીયે.
નહીં વેડીએ રે નહીં વેડીયે, ભારતની વાડી નહીં વેડીએ.
પરદેશ થકી એ આવ્યાં છે, ભૂખ દુઃખને ભેળા લાવ્યાં છે.
તેત્રીસ કોટીને તાવ્યા છે—પરદેશી૦
એ દારૂથી પણ ભૂંડા છે, ગૌમાંસ તણા એ કુંડા છે;
જમદુત તણા એ ઝુંડા છે—પરદેશી૦

૫

એણે ઘર ધંધાને ટાળ્યા છે, મરવા ગામડીયા ગાળ્યા છે;
લાખોના જીવતર બાળ્યા છે—પરદેશી૦

એ રાવણ કેરી માયા છે, કળજુગની એ તો કાયા છે;
એ નર્કપુરીની છાંયા છે—પરદેશી૦

એણે વણકરને સંહાર્યા છે, કાંતણીયાને પણ માર્યા છે;
એણે રસકસ લુંટાવ્યા છે—પરદેશી૦

એણે ખેતરને ખોદાવ્યાં છે, ત્યાં સંચાને પધરાવ્યા છે;
બહુ ગરીબોને ગુંગળાવ્યા છે—પરદેશી૦

એમાં છે હિંદ તણી હાંસી, એમાં છે હિંદ તણી ફાંસી;
એથી ભારત ગઇ છે ત્રાસી—પરદેશી૦

અમે પૂર્વજના સોગંદ લઇએ, અમે ધર્મ તણી સાક્ષી દઇએ;
એ ઉત્તમ વ્રતથી નહિ ફરીએ—પરદેશી૦

૪

અમોને તો નસેનસમાં સ્વદેશી પ્રેમ લાગ્યો છે;
સ્વદેશી પ્રેમને લીધે અમે તો વાપરી ખાદી.

ગરીબડા બંધુનાં દુઃખો અમોને છાતીએ લાગ્યા;
દુઃખોમાં ભાગ લેવાને અમે તો વાપરી ખાદી.

અમારા ગામની ફરજે અમારા પ્રાંતની ફરજે;
અમારા હિંદની ફરજે અમે તો વાપરી ખાદી.

મરે વસ્ત્રો વિના બંધુ મરે વસ્ત્રો વિના બ્હેનો;
ગરીબાઇ દૂર કરવાને અમે તો વાપરી ખાદી.

અમારા દેશની લક્ષ્મી વિદેશે ખૂબ ઘુંટાણી;
અખૂટ એ લક્ષ્મી સાચવવા અમે તો વાપરી ખાદી.
વિદેશી વસ્ત્ર વાપરતાં વિદેશીના ગુલામ બન્યા;
ગુલામી દૂર કરવાને અમે તો વાપરી ખાદી.
અમારી ખાનદાનીની નિશાની શુદ્ધ ખાદી છે;
અમારી કીર્તિને કાજે અમે તો વાપરી ખાદી.
મહાત્મા ગાંધીની આજ્ઞા અમે શિર પર ઉઠાવી છે;
અમારી મુક્તિ છે એમાં અમે તો વાપરી ખાદી.

૫

બધે આ હિંદમાં ગાજે, હવે જયકાર દેશીનો;
કરો સૌ જોરથી આજે, બધો વિસ્તાર દેશીનો.
વિદેશી વસ્તુને ત્યાગો, કદિના ગ્રાહ્ય છે તમને;
વધાવો બંધુઓ હાવા, બધે સત્કાર દેશીનો.
જરા ના રૂપને મ્હોશો, વધારે ગુણને જોશો;
ખરી એ દેશ સેવાનો, અહો ઉર સાર દેશીનો.
વિદેશી માલ માયાથી, ન લોભાશો ન ભૂલાશો.
ઉચિત્ત છે હિંદને કાજે, કરો જયકાર દેશીનો.
ઘણા ભૂખથી મરે ભાઇ, દયા તેની દીલે લાવો;
કરો દશ દિશામાં આજે, બધે વિસ્તાર દેશીનો.
વિદેશે જાય છે લક્ષ્મી, બધી પરધર્મીને હાથે;
તમે અટકાવવા કાજે, કરો આધાર દેશીનો.

અડકતા ના વિદેશીને, દીયો ફેંકી ધરામાંથી;
કરો જય માતૃભૂમિનો, ભરો ભંડાર દેશીનો.

૬

સહોદર હિંદના જાયા મૂકો કાં માતની માયા,
નહિ અભડાવશો કાયા વિદેશી વસ્ત્ર પહેરીને.
કૃપાળુ કાં કટારીથી ચીરો છો માતની છાતી,
પીલો કાં હિંદને પગથી વિદેશી વસ્ત્ર પહેરીને.
જનેતા કાં કરો જાતી દીઓ કાં જીવતી દાટી,
ભલા થઇ ના થશો ઘાતી વિદેશી વસ્ત્ર પહેરીને.
ધુઓ કાં ધર્મને ધુળથી ઉખેડો વૃક્ષ કાં મુળથી,
વિંધો કાં ગાયને સુળથી વિદેશી વસ્ત્ર પહેરીને.
ચલાવ્યા પેટ ભર જેણે, ઘસાવ્યા નાક પણ જેણે;
હજુ શું પોષશો તેને, વિદેશી વસ્ત્ર પહેરીને.
ભુખે માર્યા હજારોને તજાવ્યા દેશ લાખોને,
કર્યા નાગા કરોડોને વિદેશી વસ્ત્ર પહેરીને.
કરાવ્યા ઝુંપડા ખાલી દીધા છે ગામડા બાળી,
સુકાવી ભૂમી હરીઆળી વિદેશી વસ્ત્ર પહેરીને.
શરીર વેચ્યા વિદેશીને જીવન વેચ્યા વિદેશીને,
શિરે વેઠયા વિદેશીને વિદેશી વસ્ત્ર પહેરીને.
હુકુમત હિંદની ખોઇ સલામત છે નહિ કોઇ,
ગુલામીમાં રહ્યા મોહી વિદેશી વસ્ત્ર પહેરીને.

અહો મુજ મા જણ્યા શાણા પુછું છું શું થશો પાણા,
ખુટયા નાણા અને દાણા વિદેશી વસ્ત્ર પહેરીને.
દયા માગે દયા માગે જનેતા જળ ભરી આંખે,
અધોરી એકલા ઉંધે વિદેશી વસ્ત્ર પહેરીને.
રસાતળ જાય છે માતા અહો મુજ બંધુ તમ એઠા,
શરીરને ના કરો એઠા વિદેશી વસ્ત્ર પહેરીને.
અહો સેવક અહો પોષક અહો શિક્ષક અહો રક્ષક,
થશો ના ભાંડુના ભક્ષક વિદેશી વસ્ત્ર પહેરીને.
તજી ધાવણ જનેતાનું પિયો કાં પય સુયાણીનું,
કરો કાં ઝેર અમૃતનું વિદેશી વસ્ત્ર પહેરીને.
નવસ્ત્રા છો પડે ફરવું ન માયાથી ભલું મરવું,
કહો સૌ કે નથી જીવવું વિદેશી વસ્ત્ર પહેરીને.
ચહો જો ધર્મની ભિક્ષા, ચહો જો દેશની રક્ષા;
મને દ્યો આટલી ભિક્ષા, વિદેશી વસ્ત્ર છોડીને.

૭

વિદેશી પાઘડી કેવી નરકની ટોપલી જેવી
શિરે કાં સાચવો એવી વિદેશી પાઘડીવાળા.
વિદેશી પાઘડી કેવી દુખીની ઠાઠડી જેવી,
ગરીબની ખોપરી જેવી વિદેશી પાઘડી વાળા.
મૂકી કાં પાઘડી માથે હણો છો ધર્મને હાથે,
સહુ ફેંકી દીયો સાથે વિદેશી પાઘડીવાળા.

૯

ઘરેણે કાં મૂકો માથું કરો કાં શીરનું સારું,
ભરો કાં નર્કનું ભાતું વિદેશી પાઘડી વાળા.

તમારી પાઘડી ફેરી થઇ છે પા ઘડી પૂરી,
છતાં શું થઇ રહ્યા પ્હેરી વિદેશી પાઘડીવાળા.

મળી પરદેશનું મેલું બધું એક સાથમાં ભેળું,
થયું તમ શિરનું શેલું વિદેશી પાઘડીવાળા.

૮

સૌ સ્નેહે ખાદીને વાપરજો ખાદી છે ઉત્તમ ચીજ—સૌ.
ખાદી કારીગરોને પોષે છે એ છે સ્વરાજ કેરૂં બીજ—સૌ.
ખાનદાનીનું લક્ષણ ખાદી છે બીજું પહેરે તેની છે પોલ—સૌ.
ખાદી પહેરે તે સાચા દેશી છે બીજા દેશના દ્રોહી ગણાય—સૌ.
ખાદી સુંદર સાદી સસ્તી છે એ છે હિંદ તણો શણગાર—સૌ.
ખાદી રાષ્ટ્રીય પ્રેમ જગાડે છે કરે શૂરવીરને બળવાન—સૌ.
ભૂખ્યા બંધુ બ્હેનોને કારણે રે ખાદી પહેરીને ટાળો દુઃખ—સૌ.
આ ટાણું છે દેશ સેવા તણું રે ખાદી વાપરી બનો દેશભક્ત—સૌ.

૯

ખાદી ખરી ખાનદાન વાહ મારી ખાદી ખરી ખાનદાન
લાખો ને પાળે લાખો જીવાડે, લાખોને શાંતિ દેનાર—વાહ
ઉનાળે ઠંડક શિઆળે ગરમી, આપે ચોમાસે આરામ—વાહ.
નાણા બચાવે નાણા વધારે, નાણાની રેલો ફેલાય—વાહ.

દુષ્કાળ ભાગે રોગોને કાઢે, ચોરી લબાડીનો નાશ—વાહ.
ટાણે કટાણે કામે દુકાળે, ભાંગ્યાની મેર છે ખાસ—વાહ.

૧૦

માનલે તું ગાંધી આજ્ઞા, ગાંધી આજ્ઞા માનલે.
છોડ દે પરદેશી કપડાં છોડ દે તું છોડ દે,
દેહ પર તું શુદ્ધ ખાદી, ધાર લે તું ધાર લે.
આજ તક તેં ખુબ પહેર્યાં, વસ્ત્ર પરદેશી બધા,
પાપમાંથી મૂક્ત થવા, શુદ્ધ ખાદી ધારલે.
વાપરી પરદેશી વસ્ત્રો, લક્ષ્મીને હાંકી મુકી,
લાવવા એજ લક્ષ્મી પાછી, શુદ્ધ ખાદી ધારલે.
ગામડા ભાંગ્યા હજારો ધર્મ દેશીનો ચુકે,
ગામડા આબાદ કરવા શુદ્ધ ખાદી ધારલે.
દેશના કાજે હજારો પ્રાણુ વ્હાલા પાથરે,
દેશના કલ્યાણુ કાજે શુદ્ધ ખાદી ધારલે.
ગાંધી કહે છે પુકારી વસ્ત્ર પરદેશી તજો,
મહાસભાની એજ આજ્ઞા શુદ્ધ ખાદી ધારલે.

૧૧

(રાગ મારસીયા)

ભાઇ ભાઇ તમે તજો પરદેશી ટોપી
એણે ભારત ભૂમિની લાજ લોપી રે—ભાઇ.
એને માથા પરે કેમ મૂકી, ધર્મ ઉપર રહ્યા છો થુંકી
એ તો જીવ લેશે ફુંકી ફુંકી રે—ભાઇ.

એ તો યુરોપથી આવી ચાલી, એ તો અહીં આવીને ફુલીફાલી
એણે ઘરબાર કર્યાં બધાં ખાલી રે—ભાઇ.

જ્યાં ચંદન નિત્ય ચર્ચાતા, કેશર કુંકુમ છંટાતા
આજ ટોપીથી અભડાતા રે—ભાઇ.

એની કિંમત બહુ છે ભારે, એ તો મીઠી થઇને મારે
રખે પડતા નહિ એને પ્યારે રે—ભાઇ.

એ તો ભારત બાળકના શિર કાપે, પરદેશી સત્તા શીર સ્થાપે
એ તો આત્માનેયે ઉથાપે રે—ભાઇ.

એને ગણો બંદુકની ગોળી એની હેતે કરી દ્યો હોળી
અથવા દરીયામાં જઇને દ્યો બોળી રે—ભાઇ.

ભલે માથે ઉઘાડે રહેજો, મળે મફત તોયે નવ લેજો
એને દુરથી નમસ્કાર કરજો રે—ભાઇ.

## ૧૨

## વિધવાની અરજ

રાંકડી વિધવા રૂવે, કોઇ સાંભળો કોઇ સાંભળો;
આંસુ ચોધારે રૂવે, કોઇ પીગળો કોઇ પીગળો.

હું તમારી બેનડી છું, આર્ય પુત્રી છું ખરે;
હું ગરીબની રોજી ચલાવો, ક્રુર ના થાશો અરે.

અન્ય ધંધામાં અરે, અમ આબરૂ લુંટાય છે;
રેંટીયો ઘરમાં ચલવતા, આબરૂ સચવાય છે.

બાળકો ભૂખ્યા રૂવે, ખાડા પડ્યા છે પેટમાં;
રેંટીઓ ચલવી ભરૂં હું રોટી ભૂખ્યા પેટમાં.

૧૨

શુદ્ધ ખાદી પહેરશો તો, રેંટીયો મુજ ચાલશે;
વસ્ત્ર પરદેશી ધરો તો, રેંટીયો અટકી જશે.
રેંટીયો જો ચાલશે તો, જીંદગી મારી નભે;
રેંટીયો ના ચાલશે તો, જીંદગી મારી તૂટે.

અન્ન ન મળે વસ્ત્ર ન મળે, રેંટીયો અટકી જતાં;
અન્ન ને વસ્ત્રો મળે છે, રેંટીયો ચાલુ થતાં.
એક બે આના તમોને, તુચ્છ વસ્તુ રૂપ છે;
એક બે આના કમાયે, જીંદગી મારી નભે.

રેંટીયો ચલવો અમારો, હે દયાળુ બંધુઓ;
ખાદી પહેરી રોજી ચલવો, હે દયાળુ બંધુઓ.
મીલના અથવા વિદેશી, વસ્ત્ર પ્હેરી બ્હેનીઓ;
રાંક પર છુરી ચલાવો, શીદને ઓ દેવીઓ.

શેઠીઆઓને ખટવતા, ના પ્રભુ રાજી રહે;
દીન દુઃખીયાને ખટવતા, નાથ બહુ રાજી રહે.
રહેમ લાવો રાંક પર, હણશો નહિ નિર્દોષને;
કાંતનારીને બચાવો, પાળજો નિર્દોષને.

૧૩

શુદ્ધ ખાદી કહે છે સત્ર ને રે, સુણો ભારતના નરનાર—શુદ્ધ
મને અંગે ધારો તમે પ્રેમથી રે, કરો મારી સાથે તમ પ્યાર—શુદ્ધ
માન મારૂં વધારો ઘરે ઘરે રે, દુઃખીયાની હું પાલણહાર—શુદ્ધ
દુધ ઘીને દાણા સસ્તા થશે રે, રેંટીયાનો થશે રણકાર—શુદ્ધ
ગામડાની આબાદી જામશે રે, ઘેર બેઠા લાખોનો નભાવ—શુદ્ધ

૧૩

થશે સાદી રહેણી સૌ લોકની રે, બની જાશે ઉદ્યમના દાસ—શુદ્ધ
તન મનથી ઉપાસના જો કરો રે, મળે સાચું ને શુદ્ધ સ્વરાજ—શુદ્ધ

૧૪

વાહ મને ખાદીનો લાગ્યો છે રંગ, ખાદીનો લાગ્યો છે રંગ
—વાહ મને
હાથે કાંતેલી હાથે વણેલી, હાથે સીવેલીનો સંગ—વાહ મને
ભૂખ્યાને રોટી નાગાને કપડા, ખાદી આપે છે આનંદ—વાહ મને
તેજી વધારે લાલી ચડાવે, હાંકે ઉદાસીને દંભ—વાહ મને
સાદા બનાવે સીધા બનાવે, વળી વધારે છે ઉમંગ—વાહ મને
પહેરૂં પ્રીતિથી ઓઢું પ્રીતિથી, ખાદીનો લાગ્યો છે છંદ—વાહ મને
પહેરૂં પહેરાવું, ઓઢું ઓઢાડું, મચાવું ખાદી કેરો જંગ—વાહ મને

૧૫

(રાગ–વાઘેશ્રી કાનડા)

તે એક અમુલખ ખાદી
મુક્તિ વિધાત્રી, સ્વરાજ ચિકિત્સા
ધર્મ ગુરૂની ગાદી–તે એક અમુલખ ખાદી.

પૂર્વજના પ્રેમે રંગાયલ, સરલ સનાતન સાદી;
હરદમ અમ હૈયું ઉછળાવે, મંગળ માની યાદી —તે એક

અવલંબે એ પર ભારતની, તન મન ધન આબાદી;
ગત ગૌરવ અવશેષ સરીખી, સતયુગ સ્વર્ગપ્રસાદી —તે એક

ગૃહજીવતની દિવ્ય કવિતા, વિમલવિશુદ્ધ અનાદી;
કુદરતની એ હસ્ત કળાપર એક રહી આઝાદી —તે એક

આ નવયુગ અમૃતની ઘડીએ, કોણ થશે વિખવાદી
ભારતના આ બ્રાહ્મ મુહૂર્તમાં કોઇ થશોના પ્રમાદી —તે એક
નવજીવન સંગીત સુણાયે, દેશ પ્રીતી સુરવાદી;
કોઇ સંવાદી કોઇ અનુવાદી, કોઇ કપુત વિવાદી —તે એક

૧૬

સાંભળજો રે સાંભળજો કાપડીઆ બંધુ સાંભળજો.
વિદેશી કાપડ વેચીને ઘર ઘરમાં એ ફેલાવીને
તમે દેશની લક્ષ્મી લુંટાવી છે —કાપડીયા.
વિદેશી વેપારી અહીં આવ્યા કાપડીયા ત્યાં મદદે ધાયા
નિજ દેશની ભક્તિ ભૂલી ગયા —કાપડીયા.
અમ દેશની અખૂટ લક્ષ્મીને પાસે રહીને લુંટાવી તમે
એ પાપનું વળતર કાંઇક દીયો —કાપડીયા.
હવે જાતે ખાદી વાપરવા બહિષ્કાર વિદેશીનો કરવા
ખાદી ભંડાર તમે ખોલો —કાપડીયા.
તમ માથે મોટું કલંક રહ્યું તમ પૂન્ય તમામ ખવાઇ ગયું
હવે જાગ્રત થઇને ચેતી લ્યો કાપડીયા.
ગાંધીની હાકલ વાગે છે સૌ પાસ મદદ એ માગે છે
શું આપ મદદની ના કહેશો કાપડીયા.
સંપૂર્ણ લડાઇ જામી છે પણ આપ મદદની ખામી છે
કસી કેડ તમે સાથે ચાલો કાપડીયા.
જુઓ દેશ દશા આંખો ખોલી શેઠાઇ મહસ્થાઇ છે પોલી
હવે દેશની વ્હારે ધાઓને કાપડીયા.

૧૬

અમે લાખો તમને ખટવ્યા છે વૈભવના સાધન દીધા છે
હવે જરાક તો પાછું આપો કાપડીયા.
બહાદુર થઇને બહાર પડો જીત નિશાન ડંકા હાથ ધરો
તમે સ્વરાજના સિપાઇ બનો કાપડીયા.

૧૭

વિદેશી વસ્ત્ર વેપારી, જરા સમજો જરા સમજો;
દુઃખી આ હિંદની ખાતર, જરા સમજો જરા સમજો.
બનો કાં દેશના દ્રોહી, બનો કાં દેશના વેરી;
સમજશો શું નહિ કોઇ, વિદેશી વસ્ત્ર વેપારી.
અરે એ હિંદના રાજા, ગયા છે જેલમાં ગાંધી;
તમે શું ખાઇ શકો ખાજા, રૂપૈયા ગાંસડી બાંધી.
અરે આ પૂજ્ય ભૂમિના, તમે શું દુશ્મનો થાશો;
કમાણી ચોગણી કરીને, મુખે શું આપ મલકાશો.
તમારી આ કમાણીમાં, ભર્યા છે લોહી દુખીયાના;
તમારી આ કમાણીમાં, ભર્યા છે આંસુ દુખીયાના.
જનેતા જળ ભરી આંખે, દયા માગે જરા દેખો;
સુપુત્રો માત ભારતને, રઝળતી હા જરા પેખો.
પડયા છે પેટમાં ખાડા, વિદેશી સૌ બન્યા જાડા;
મળે જો માતને બટકું, તમે શું આવશો આડા.
સુકાવો શીદને વ્હાલા, દયા મય દીલ તણા ઝરણો;
વિદેશી વસ્ત્રના પાપે, કમોતે થાય છે મરણો.

૧૯

જીવન આખું ગુમાવો કાં, મળેલી તક ગુમાવોના;
કરો આ દ્રોહની બંધી, વિદેશી વસ્ત્ર વેપારી.

૧૮

વિદેશી માલ લેનારા, જરા તો લાગણી રાખો;
ગરીબડા દેશની ખાતર, જરા તો લાગણી રાખો;
તમારા દેશની લક્ષ્મી, વિદેશે શીદ કાઢો છો;
કરોડો લક્ષ્મી ભારતની, અરેરે કાં ગુમાવો છો.
મરે છે અન્ન વીણુ લાખો, મરે છે વસ્ત્ર વીણુ લાખો;
મરે ધંધા વીના લાખો, દયા લાવો દયા લાવો.
અરે આ રાંક માતાએ, તમોને અન્નથી પોષ્યા;
દયાળુ માતૃ ભૂમિએ, હવા પાણી થકી પોષ્યા.
બનો ના માતના દ્રોહી, બનો ના દેશના વેરી;
વિદેશી વસ્ત્ર લાવીને, કરો ના દેહને ઝેરી.
અમારા હિંદના હીરા, મહાત્મા જેલમાં બેઠા;
વિસારી ધર્મને શાને, વિદેશી પક્ષમાં બેઠા.
રીબાતા દેશબંધુની, પીલાતા દેશ પ્રેમીની;
દયા લાવી સજો ખાદી, દયાળુ છો ખરા હિન્દી.
જમાનો ઓળખી લ્યોને, તમારો ધર્મ સમજોને;
વિદેશી વસ્ત્ર ત્યાગોને, હૃદયના દ્વાર ખોલોને
સજો ખાદી સજો ખાદી, કહું પ્રેમે સજો ખાદી;
મહાત્મા ગાંધીની ખાતર, સજો ખાદી સજો ખાદી.

૧૯

## બ્હેનોને વિનતિ

(રાગ–જીલ્લો)

મારા સમ છે માની જણી રે, પરદેશી વસ્ત્રો ત્યાગજો.

તમને એણે અભડાવ્યાં, તમને એણે વટલાવ્યાં,
તમને એણે બહેલાવ્યાં રે, પરદેશી વસ્ત્રો ત્યાગજો—મારા૦

તમને એણે અથડાવ્યાં, તમને એણે ઉથલાવ્યાં,
તમને એણે ઉભરાવ્યાં રે, પરદેશી વસ્ત્રો ત્યાગજો—મારા૦

મુએલાનું માંસ એમાં, પરદેશીનો વાસ એમાં,
ધર્મ સત્યાનાશ એમાં રે, પરદેશી વસ્ત્રો ત્યાગજો—મારા૦

યુરોપનો વ્હેવાર એમાં, યુરોપનો વેપાર એમાં,
યુરોપના ઘરબાર એમાં રે પરદેશી વસ્ત્રો ત્યાગજો—મારા૦

એઅને ઉઘાડી પાડે, ધન લુટે ધોળે દહાડે,
ધર્મ પર ધાડ પાડે રે પરદેશી વસ્ત્રો ત્યાગજો—મારા૦

પાર્વતિએ ન્હોતાં પહેર્યાં, સીતાએ ન્હોતાં સ્વિકાર્યાં,
દમયંતિએ ન્હોતાં પહેર્યાં રે પરદેશી વસ્ત્રો ત્યાગજો—મારા૦

શીયળ ચુક્વ્યું એણે, સમર્પણ ચુકાવી એણે,
મર્યાદા મુકાવી એણે રે પરદેશી વસ્ત્રો ત્યાગજો—મારા૦

હિંદ મા પર હેત લાવો, મરતી એને મુકાવો,
ડુબતી એને બચાવો રે પરદેશી વસ્ત્રો ત્યાગજો—મારા૦

ગાવડી કસાઇ ખીલે, મરતી નિશ્વાસ મેલે,
દયા કેમ નાવે દિલે રે પરદેશી વસ્ત્રો ત્યાગજો—મારા૦

## ૨૦

## (બાર મહીનાની ચાલ—એ રાગ)

ગાંધીજી લંગોટી પહેરે શાને રે માતાજી
કડકડતી ઠંડીમાં દુઃખ વેઠે છે રે માતાજી ૧
શાને માટે ગામોગામ ફરે છે રે માતાજી
ભેળા કરીને લોકોને શું કહે છે રે માતાજી ૨

સાંભળ દીકરી દુઃખીઓ ભારત દેશ રે બ્હેની રે
ભૂખ તણા દુઃખ સહે છે લાખો લોકો રે બ્હેની રે ૩
વસ્ત્ર વિના લાખો રઝળે ભારતમાં રે બ્હેની રે
કમોતના થાય મોત વસ્ત્ર અભાવે રે બ્હેની રે ૪

દેશ દશા દેખી લંગોટી પહેરે બ્હેની રે
ગાંધીજી તે તેત્રીસ કોટીના બેલી રે બ્હેની રે ૫
ભારત કાજે ગાંધીજી દુઃખ વેઠે રે બ્હેની રે
ગામોગામ જગાડે સૌ નરનારી રે બ્હેની રે ૬

પરદેશી કાપડ ભુખને દુઃખ લાવ્યા રે બ્હેની રે
ગાંધીજી કહે છે પરદેશી છોડો રે બ્હેની રે ૭
રેંટીયો ફેરવજો પ્રેમે રે ઘરમાં રે બ્હેની રે
સારૂં સુતર કાંતી સ્વરાજ લેજો રે બ્હેની રે ૮

હોય જે પરદેશી કાપડ ઘરમાં રે બ્હેની રે
સળગાવીને એની હોળી કરજો રે બ્હેની રે ૯
શુદ્ધ ખાદીની પ્હેરો સુંદર સાડી રે બ્હેની રે
ઘરમાં પણ સૌને પ્હેરાવો ખાદી રે બ્હેની રે ૧૦

શિયળ સાચવજો પ્હેરી ખાદી રે બ્હેની રે
ગાંધીજીની આજ્ઞા ઉરમાં ધરજો રે બ્હેની રે ૧૧

૨૧

હૃદય તમારૂં કેમ નથી ભીંજતું રે,
સુણીને માતાના પોકાર હો બ્હેન—હૃદય૦
પરદેશી કાપડ પહેર્યા થકી રે,
લાખો લક્ષ્મી જાય વિદેશ હો બ્હેન—હૃદય૦
રોજી વિણ લાખો કારીગરો રે,
ભૂખ ને દુઃખમાં પામે મોત હો બ્હેન—હૃદય૦
વસ્ત્રો વિણ લાખો નરનારીઓ રે,
ગાળે નગ્ન દશા અવતાર હો બ્હેન—હૃદય૦
બ્હેનો વસ્ત્ર અભાવે હિંદમાં રે,
મરતી સંભળાયે છે રોજ હો બ્હેન—હૃદય૦
શિયળ લુંટાયે છે બ્હેનનું રે,
બીજા ધંધામાં બહુ વાર હો બ્હેન—હૃદય૦
મર્યાદા નથી સચવાતી જરા રે,
આછા કપડે અંગ જણાય હો બ્હેન—હૃદય૦
રોજી ચાલ્યાથી કારીગરો રે,
દેશે અંતરની આશિષ હો બ્હેન—હૃદય૦

૨૨

સાંભળી બ્હેનો ખાદીનો મહિમા કહું
સુણજો બ્હેની પ્રેમ ધરીને આપ જો
ભારત મૈયાનો સાચો શણગાર એ
જપે ગાંધીજી ખાદીના નાત જાપ જો—સાં૦

પરદેશી કાપડ પહેર્યાથી આપણા
ભારતની લક્ષ્મી પરદેશે જાય જો
ભારત ભાંડુ નિર્ધન ને દુઃખીયા બને
ભૂખ્યાં બાળક ટળવળતાં દેખાય જો—સાં૦

ચરબી ખેળ ચડે પરદેશી વસ્ત્રમાં
કહે તમારાથી એ કયમ પહેરાય જો
પહેર્યાથી મર્યાદા સચવાતી નથી
ફાટે જલદી બને નકામા સાવ જો—સાં૦

પણ ખાદી પહેર્યાથી પૈસો આપણો
લાખો કારીગરના ઘરમાં જાય જો
રોજી મળતાં કારીગર સુખીઆ થશે
આશિષ દેશે તમને વારંવાર જો—સાં૦

સોંઘી સસ્તી સુંદર ખાદી છે ઘણી
ટકે ઘણું ને ફાટયાનું નહિ નામ જો
પહેર્યાથી મર્યાદા પુરી સાચવે
ચરબી ખેળ મળે નહિ નામ નિશાન જો—સાં૦

ઉનાળામાં ઠંડક આપે અંગને
શિયાળામાં આપે ગરમી ખૂબ જો
ચોમાસામાં શરદીથી એ સાચવે
ત્રણે ઋતુમાં ખાદી આપે સુખ જો—સાં૦

ચક્ર સુદર્શન ગાંધીજીનો રેંટીયો
ફેરવજો ઘર ઘરમાં રાખી પ્રીત જો
એ સુતરની સુંદર ખાદી વણાવજો
સૌને ખાદી પહેરાવો એ રીત જો—સાં૦

નાણું બચશે નાણું વધશે ખાદીથી
આળસને પર નિંદા થાશે દૂર જો
સુતર કાંત્યે શાંતિ મનની પામશો
સચવાશે વળી શીયળ રત્ન જરૂર જો—સાં૦

વ્હાલા માટે ભોજન જે રીતે કરો
ખાદી પણ તૈયાર કરો એ રીત જો
બજારના ભોજનમાં સાર મળે નહિ
બજારના વસ્ત્રોની છોડો પ્રીત જો—સાં૦

ગાંધીજી તેત્રીસ કોટીના તાજ છે
વિનવે છે બ્હેનોને વારંવાર જો
ખાદી પહેરો ને ફેરવજો રેંટીયો
રાખો બ્હેનો ભારતમાની લાજ જો—સાં૦

૨૭

(સીતાજીના મહીનાનો રાગ)

બ્હેની સમજો સતીના ધર્મ વિચારી અંતરે
તજો વસ્ત્ર વિદેશી તમામ જેથી સુખ સંચરે;
પડયા સાંસા ઘી દુધ અનાજ તણા આ દેશમાં
લાખો લક્ષ્મી ભારતની હાય ગઇ પરદેશમાં. ૧

ગાય માતાની હિંસા થાય કતલખાના મહીં
એવા ઘોર જુલમને પાપ જોવાય આંખે નહીં;
ચડે ચરબીની ખેળ અપાર મારીને ઢોરને
હાય એવા પાપી વસ્ત્ર પહેરો છો શાને તમે. ૨

દયા લાવો જરા દિલમાંય કારીગર કોડની,
રોજી ચલવોને આપો સુખ દયાળુ શિરોમણી;
નિજ ભાંડુંને ભૂખ્યા રાખી બીજાને શું પોષશો,
દેશો પૈસો દારૂ માટી માંય કે આંખો ખોલશો. ૩

માટે ખાદી સજોને અંગ ભારતની દેવીઓ,
રાખો સતી સીતાજીનું નાંમ ભારતની દેવીઓ;
દૂર કાઢો વિદેશી વસ્ત્ર સામું જોશો નહિં,
એ છે આપણા દેહનો મેલ નજર કરશો નહિં. ૪

ખાદી પેદા કરવા કાજ સુતર તમે કાંતજો
રૂડો રેંટીયો લાવીને આપ સતી સાચા બનો;
કાંતો કાંતોને મધુરા ગાવ પ્રભુજીના ગીતડા,
કાંતો કાંતો તમે દિનરાત ગાજો ગીત મીઠડા. ૫

માંદા પડશો નહિ જો આપ પ્રીતેથી કાંતશો,
નાશી જાશે ખરાબ વિચાર કહ્યું જો માનશો;
સુખ શાંતિ અને આનંદ તમે સહુ પામશો,
ગાંધી કહે છે સાચે સાચી વાત હૈયામાં ધારજો. ૬

૨૪

(રાગ ઉપરનો)

ગાંધી રાજ ગયા છે જેલ બહેનો તમે જાગજો,
સૂતા હોય પ્રમાદી બહેન તેનેય જગાડજો;
વસ્ત્ર પરદેશી વિધવિધ ભાત તણાં તમે ત્યાગજો,
શુદ્ધ ખાદી ધરીને અંગ સ્વતંત્રતા ચાખજો. ૧
હિંદ કાજે વેઠે છે દુઃખ ગાંધીજી જેલમાં,
ગાંધી દુઃખને ગણે છે સુખ જાણે બેઠા મ્હેલમાં;

૨૩

જેલ બેઠા મોકલીયા સંદેશ તમોને બ્હેનીઓ,
ખાદી પ્હેરી શોભાવો શરીર ભારતની દેવીઓ ૨

ગાંધીજીને પથારી માટ આપી છે બે કામળી,
ગાદલા ગોદડાના શોખ કેદીને શા વળી;
નથી મળવા દેતા કોઇ સાથ ગાંધી મહારાજને,
પૂરે એકલા કોટડીમાંય હવા પણ ના મળે. ૩

નથી આપતા પુસ્તક એક ગાંધીજીને વાંચવા,
નથી રેંટીયો ગાંધીજી પાસ સુતર ઝીણું કાંતવા;
જેની સેવામાં હાજર રહેતા હજારો હિંદીઓ.
આજ વેઠે કેદીના દુઃખ પરાધીન હિંદીઓ. ૪

ગાંધીરાજના સાંભળી દુઃખ છાતી ચીરાય છે
હાય! ધિકધિક આ અવતાર હૈયું ગભરાય છે;
પ્હેરી પરદેશી વસ્ત્ર અપાર કીધા પાપો બહુ
તેથી ભોગવે ગાંધીજી દુઃખ જાણો છો તમે સહુ. ૫

દયા હોય જરા દિલમાંય ભારતની દેવીઓ
કરો ભીષ્મ પ્રતિજ્ઞા આજ અંગે ખાદી ધરો;
દેશ કાજે ધરાવો પ્રીતિ હૃદયમાં બ્હેનીઓ
દુઃખ દારિદ્ર દૂરે થાય ભારતની દેવીઓ. ૬

૨૫

(મહા કોપ થયો કળી કાળમાં જો—એ રાગ)

આવો આવો બ્હેની શીખ સાંભળો જો,
દેશભક્તિ તમે હૃયે ધરો જો. —આવો

## ૨૪

દુઃખ આવ્યું પરદેશી વસ્ત્રથી જો,
ખુટયા નાણા દાણા આદેશમાં જો. —આવો.
નેવું ક્રોડી રૂપીઆ જાય છે જો,
પરદેશે પરદેશી વસ્ત્રમાં જો —આવો.
મોંઘા તકલાદી ને ચરબી ભર્યાં જો,
પહેરવાથી મર્યાદા લુંટાય છે જો. —આવો.
કારીગરોની રોજી તુટી ગઇ જો,
ગામ છોડી ભાગે છે શહેરમાં જો. —આવો.
શહેરમાં તો જાયે મીલ પ્રેસમાં જો,
રાતદહાડો હેરાન થાય જીનમાં જો. —આવો.
વ્યભીચારી દારૂડીયા ત્યાં બને જો,
વણ મોતે મજુર વ્હેલા મરે જો. —આવો.
માટે સમજીને રેંટીયો રાખજો જો,
સુતર કાંતીને શાળમાં વણાવજો જો. —આવો.
કારીગરને રોજી મળશે રૂડી જો,
દેશે આશીષ અંતરની પ્રેમથી જો. —આવો.
નાણું બચશે અને વધશે વળી જો,
દુધ ઘી ને દાણા સસ્તા થશે જો. —આવો.
માટે ખાદી પહેરો ને રાખો રેંટીયો જો,
દુઃખ કાપો ભારતની દેવીઓ જો. —આવો.

## ૨૬

વ્હાલા સુણોને મારી વિનતિ રે લોલ,
ખાદી પહેર્યાની મને હોંસ જો—વ્હાલા.

૨૫

લાવી દીયો સાડી મને રે લોલ,
ઘાઘરા ને પોલકાની જોડ જો–વ્હાલા.
મંદિર જતાં પ્રભુ દર્શને રે લોલ,
પ્હેરીશ ખાદીના વસ્ત્ર જો–વ્હાલા.
નદી યે કુવે પાણી જતાં રે લોલ,
પ્હેરૂં ખાદી પટકુળ જો–વ્હાલા.
વીવા ટાણે મહાહર્ષમાં રે લોલ,
ખાદી વધારે હર્ષ જો–વ્હાલા.
મરણા ટાણે મહાશોકમાં રે લોલ,
ખાદી હઠાવે શોક જો–વ્હાલા.
ખાદી પ્હેર્યે પૈસો બચે રે લોલ,
ખોટું ગુમાન ટળી જાય જો–વ્હાલા.
ખાદી પ્હેર્યાથી ચાલશે રે લોલ,
વિધવાનો રેંટીયો રોજ જો–વ્હાલા.
ખાદીમાં ખાનદાની ખરી રે લોલ,
લાખોને ફાયદો થાય જો–વ્હાલા.
સાળોનો ધંધો ચાલશે રે લોલ,
આબાદ ગામડા થાય જો–વ્હાલા.
ખાદી ચિંતામણી રત્ન છે રે લોલ,
પૂરે બધાના કોડ જો–વ્હાલા.

૨૭

પરદેશી કાપડ છોડોને સુંદર ખાદી પ્હેરો,
—મારી બ્હેનો ગાંધી બોલાવવા સ્હેલ છે.

૨૬

ભભકા ને ફેશન છોડો, જાડી ખાદી પણ પ્હેરો-મારી બ્હેનો.
આળસ પરનિંદા ત્યાગો, રેંટીયા શું પ્રીતિ બાંધો-મારી બ્હેનો.
ખાદીની ધુન લગાવો, ખાદીનું તાન જગાવો-મારી બ્હેનો.
ખાદી તાકા લઇ ફરજો, સૌને તમ જેવા કરજો-મારી બ્હેનો.
ઘરમાં સૌને સમજાવો, ખાદીનો મંત્ર પઢાવો-મારી બ્હેનો.
વિવા કે મરણુ ટાણે, ખાદી વાપરજો કાણે-મારી બ્હેનો.
શાળા સરકારી નમાલી, છોડાવો એની ગુલામી-મારી બ્હેનો.
વણનારો તાણો વાણો, અંત્યજને બંધુ જાણો-મારી બ્હેનો.
સભ્યો થાજો સૌ પ્હેલા, પા રૂપીઓ આપી વ્હેલા-મારી બ્હેનો.
મર્યાદા ખોટી છોડો, પામર બંધનને તોડો-મારી બ્હેનો.

## ૨૮

## (રેંટીયાનું ગીત)

રૂડો રંગીલો મારો રંટીયો રે બ્હેન, જાણે નાની શી નાજુક મીલ જો
ગાતી પ્રભુજીના પારણા હો બ્હેન, કાંતુ પરોવીને દીલજો -રૂડો
ભાઇ રે સુતારી યે ઘડી દીધો રે બ્હેન, એનો એ મોટો ઉપકારજો
જુવાનીને એ જાળવે રે બ્હેન, વૃદ્ધા વસ્થાનો આધાર જો -રૂડો
કાંતું ઝીણું ને ભરૂં કોકડારે બ્હેન, થાશે સફળ નવરાશ જો
દેવે દીધો દી કાઢણો રે બ્હેન, આવે હૈયામાં હોંસ જો -રૂડો
રંકને આપે રોટલો હો બ્હેન, ઢાંકે ઉઘાડા અંગજો
શ્રીમંતને એ પરમાર્થ શીખવે હો બ્હેન, વળી વધારે ઉમંગજો -રૂડો
આંખને એ અતિ કેળવે રે બ્હેન, હાથ બને હુંશીઆર જો
વિધવાનો એ ધન વીરડો હો બ્હેન, સધવાને સ્વર્ગનો સારજો -રૂડો

બુદ્ધિને બહુ ઝીણી કરે હો બ્હેન, શમ દમ શીખવે નાર જો
એવો મધુરસ્વર ઉચ્ચરે હો બ્હેન, જાણે જગપતિનો ઝણકાર જો —રૂડો

દેશ તણો એ દિવડો હો બ્હેન, ઘર તણો શણગાર જો
સત યુગનું સંભારણું હો બ્હેન, પુણ્ય પુરાણું હથીઆર જો —રૂડો

જેની દીવેટ દેવ દીવડે હો બ્હેન, એના કરૂં પટકુળ જો
પહેલી પહેરાવું મારા દેવને હો બ્હેન, વરસાવે આશિષ ફુલેજો —રૂડો

•

૨૯

## (રેંટીયાનું ગીત)

રેંટીયા જાગને હોજી રે, ગુણીયલ ગાજને એક વારજી —ટેક

રૂનો અમારો દેશ સુંદર, રૂના અમારા રાજ્ય જી
રૂને અમારે આંગણુલે એક રેંટીયો શિરતાજ રેંટીયા.

અન્ન મોંઘું થયું એટલું બસ, પૈસે ગણ્યા પોકાર જી,
રૂએ રડાવ્યા કંઇકને અને કાઢયે સમુદર પાર. રેંટીયા.

દુશ્મનનો દુશ્મન તું વ્હાલા મિત્રનો તો મીત્રજી,
માન્ચેસ્ટરની મોંઘી મિલના સોંઘેરા માવિત્ર રેંટીયા.

છના સેરે છન્નું આના પરવશને પોષાય જી,
છના સેરે સોળ ખાદીના મોંઘા મુરખને મનાય. રેંટીયા.

રાજ્યના તુટજો રાંઢવા ચડયા દોર વારં વાર જી,
મા તુટજો મારા રંક હિન્દના રેંટીયાનો એક તાર. રેંટીયા.

પિતા જતાં પળ સાંભળે વળી માતા જતાં વા વાય જી,
રાંકનો પાલણુ હાર જાતાં દેશ ડગુ મગુ થાય. રેંટીયા.

૨૮

શેષ ડોલ્યો ને દેશ ડોલ્યો ખેચર ડોલ્યા સકાળ જી,
રેંટીયાનો ઉધારક જાતાં ખળભળતા પાતાળ. રેંટીયા.

રેંટીયો ને વળી ત્રાક બન્ને વચમાળે બંધાય જી,
જેમ ફેરા ફરે ખંતથી તેમ તેમ મંગળ વરતાય. રેંટીયા.

કોકીલ ગુંજન આંબલે જેમ ભૃંગ ગુંજન ફુલજી,
ચક્ર ગુંજન ગૃહે ગૃહે એમ સુખ શાંતિનું મૂલ. રેંટીયા.

૩૦

ફકીરો દેશના ઘેલા, હવે તો વાપરો ખાદી;
બરફ સમ ઉજળી ધોળી, હવે તો વાપરો ખાદી.

બનેલી હિંદના રૂથી, કરેલી હાથ સુતરથી
વણેલી હિંદી વણકરથી, હવે તો વાપરો ખાદી.

તમારા ખેતરોનું રૂ, તમારા હાથ કાંતેલું;
વણાવી વણકરો પાસે, હવે તો વાપરો ખાદી.

પ્રભુના દેવ મંદિરમાં, લગનના ભવ્ય મંડપમાં;
સ્વયંસેવક તણા દળમાં, હવે તો વાપરો ખાદી.

હવે કોંગ્રેસ મંડપમાં, હવે મીટીંગ મીજલસમાં,
પ્રજાના ભવ્ય સરઘસમાં, હવે તો વાપરો ખાદી.

થવાને દેહની શુદ્ધી, થવાને આત્મની શુદ્ધી,
થવાને લક્ષ્મીની શુદ્ધી, હવે તો વાપરો ખાદી.

લગનમાં ચુંદડી કાજે, મરણમાં ખાંપણો કાજે,
કબરમાંહી કફન કાજે, હવે તો વાપરો ખાદી.

૨૯

હવે તો વાપરો ખાદી, હવે તો વાપરો ખાદી
ગરીબડા દેશની ખાતર, હવે તો વાપરો ખાદી.

૩૧

આવા ઉનાળાના દહાડા રે લાડી વીંઝણો કાં ન લાવી-એ રાગ

આવ્યો ગાંધીજીનો જમાનો રે બ્હેનો પ્હેરો રૂપાળી ખાદી
ખાદી સાડી તણી બલીહારી રે— બ્હેની૦
ખાદી પ્હેરી વધારો આબાદી રે— બ્હેની૦
ખાદી કાઢે હરામીની બાદી રે— બ્હેની૦
ખાદી સત્ય શિયળની છે ગાદી રે— બ્હેની૦
ખાદી મહાત્મા ગાંધીની યાદી રે— બ્હેની૦

# લગ્નનાં ગીતો

## ગીત ૧ માંડવે આમંત્રણ

આજે આનંદનો દહાડો મ્હારે આંગણીયે
આનંદનો વાયુ આજે વાયરે, સાજનીયા આવો મ્હારે આંગણીયે.
મોહનભાઈના મેં તો લગન લીધાં છે,
લગનનો દહાડો આજે રૂડો સાજનીયા, આવો મ્હારે આંગણીયે.
હરખે ભરાણી હું તો હોંશે ભરાણી,
વીવાનો લ્હાવો આજે લેશું સાજનીયા, આવો૦
મોહનભાઈને મેં તો ખૂબ ભણાવ્યા,
સેવાના પાઠ પઢાવ્યા સાજનીયા આવો૦
કન્યા ગોતી છે અમે ગુણની ભરેલી,
અવગુણનો નહીં છાંટો સાજનીયા આવો૦
કામણગારી અને કલ્યાગરી છે,
અમૃતના જેવી મીઠી વાણી સાજનીયા આવો૦
વરને કન્યાની રૂડી જોડી મળી છે,
સુખ દુઃખમાં છે બન્ને સાથે સાજનીયા આવો૦

## ગીત ૨ મંડપ મહુર્ત

જી રે પાંચમના પગરણ આદર્યા
જી રે વાર લખ્યો સોમવાર—વીવા આવ્યા ઢૂકડા—એ રાગ.
જી રે પાંચમની તિથી ઉજવી, જી રે મંડપનો દિન આજ
મુરત રૂડું આજનું

જી રે સગારે સંબંધીને ઘેરથી, જી રે બોલાવી લાવો તમામ-મુરત.
જી રે દદા દાદીને બોલાવજો, જી રે કાકા કાકી ને સાથ-મુરત.
જી રે મામા મામીને બોલાવજો, જી રે ભાઇ ભોજાઇને સાથ-મુરત.
જી રે સાજન સર્વે બોલાવજો, જી રે આપો રૂડું સન્માન-મુરત.
જી રે કોશથી ખોદો ચોકમાં, જી રે રોપો રૂડા સ્થંભ ચાર-મુરત.
જી રે વાંસ આડા ઉભા ગોઠવી, જી રે મંડપ કરોને તૈયાર-મુરત.
જી રે મંડપને માથે નાખજો, જી રે કડબ પૂળા ચાર પાંચ-મુરત.
જી રે મંડપ શોભા વધારજો, જી રે ખાદીથી મઢજો સ્થંભ-મુરત.
જી રે ખાદીના તોરણુ બાંધજો, જી રે રંગાવી લાલ કુસુંબ-મુરત.
જી રે ચારે બાજુએ ગોઠવો, જી રે છબીયો રૂપાળી રસાળ-મુરત.
જી રે લાવો છબી હિંદ માતની, જી રે વચમાં દીપે અદ્‌ભુત-મુરત.
જી રે એક બાજુએ સરસ્વતી, જી રે બીજે લક્ષ્મી સોહાય-મુરત.
જી રે લાવો છબી દાદાજી તણી, જી રે ગોખલે તીલક મહારાજ-મુરત
જી રે ગાંધીજી દાસને નેહરૂ, જી રે લાલાજી લજપતરાય-મુરત.
જી રે જવાહીર અબ્બાસ કીચલુ જી રે વલ્લભ અજમલખાન-મુરત.
જી રે દેવી કસ્તુરબા સરોજની, જી રે સરૂપા વાસંતીની જોડ-મુરત,
જી રે મંડપ શોભા વધી ઘણી, જી રે વારી જાઉં વાર હજાર-મુરત.

## ગીત. ૩ ગીત ગાવા બ્હેનોને આમંત્રણ

જે આ જગતને નિભાવે, ભજું તેજ ભાવે—એ રાગ

આવો આવો બ્હેનો આજે, ખાદી પહેરીને
ગાવા ગુણીયલ બ્હેનો ગીતો, ,,
મોહનભાઇને ત્યાં વીવા છે, ,,
મણીભાઇ તો વરરાજા છે, ,,

હોંશે પરણે છે વરરાજા, ,,
વરને પરણાવે છે દાદા, ,,
વરને પરણાવે છે બાપા, ,,
વરને પરણાવે છે કાકા, ,,
વરને પરણાવે છે મામા, ,,
કન્યાને પરણાવે છે પ્રીતેથી ,,
કન્યા દાન દીયે છે પીતા ,,
કન્યા દાન દીયે છે માતા ,,
શોભે જાનૈયા માંડવીયા, ,,
શોભે વર કન્યા રૂપાળા, ,,
બોલો બ્હેનો જય જય બોલો, ,,
આશિશ આપો વર કન્યાને, ,,
કન્યા અમર ચુડલો હોજો, ,,
સુખીયા થાજો સુખીયા કરજો, ,,
રાધા ને કૃષ્ણ જેવા, ,,
ઇંદ્ર ને ઇંદ્રાણી જેવા શોભો, ,,

## ગીત ૪ વરના પિતા વરની બ્હેનને તેડાવે છે-બ્હેનનો

બ્હેની પધારો રે અવસર આવ્યો, ઢીલ કરોમા વીવા ટાંકણે
વીરાના વીવા બ્હેનો ઢુકડા આવ્યા, ,,
તમ વીના કામ બધા અટકી રહ્યા છે ,,
બ્હેની કહાવે પિતા સુણજો વિનંતિ-શીરીતે આવું વીવા ટાંકણે
વરને કન્યા જો પ્હેરે શુદ્ધ સ્વદેશી-તો જ આવું હું વીવા ટાંકણે
વરને કન્યા જો પહેરે સુંદર ખાદી- ,,

હસ્ત મેળાપ વખતે પ્હેરે જો ખાદી- ,,
ચાર ફેરા ફરતા પ્હેરે જો ખાદી- ,,
સાતપદી ટાણે પ્હેરે જો ખાદી- ,,
છાબ ભરો તેમાં શુદ્ધ ખાદી- ,,
તારા વીરાને બ્હેન ખાદીની પ્રીત બ્હેની પધારો વીરા ટાંકણે
તારા વીરાને બ્હેન ખાદીની ભક્તિ ,,
તારા વીરાના સસરા ખાદીના પ્રેમી ,,
કન્યા પરણસે પ્હેરી ખાદીની સાડી ,,
છાબ ભરશું તેમાં શુદ્ધ જ ખાદી ,,

## ગીત ૫ સામૈયાની શોભામાં

ઉંચા ઉંચા મંડપ ચણાવો. મેં તો કોડે પગરણ આદર્યાં રે એરાગ

વીરાના તો સામૈયા શણગારો મેં તો કોડે વીવા આદર્યાં રે
સામૈયામાં નમણા હાથી લાવો, ,,
હાથી ઉપર અંબાડી બીછાવો ,,
અંબાડી પર વરરાજા પધરાવો ,,
વરરાજાને ચમર ઢોળાવો ,,
સામૈયામાં હાથણીઓ બે લાવો ,,
મોતી ફુલડે હાથણીઓ સણગારો, ,,
વરના બન્ને ભાઇઓને બેસારો ,,
થન થન કરતા અરબી ઘોડા લાવો. ,,
કલગી બાંધો ઘોડાને રૂપેરી. ,,
ઘોડા ઉપર રૂપેરી જીન નાખો, ,,
સામૈયામાં ઢોલ નગારા લાવો, ,,

સામૈયામાં શરણાઇના સુર વાગે, ,,
સામૈયામાં દીવા બત્તી લાવો, ,,
સામૈયામાં સાજનીયા બોલાવો, ,,
સામૈયામાં ખાદી પ્હેરી ચાલો, ,,
નાના મોટા ખાદી પ્હેરી આવો, ,,
સામૈયામાં સખીઓને બોલાવો, ,,
ખાદીના ગીત પ્રેમેથી ગવરાવો, ,,
ગાંધીજીના જય જય કાર ભણાવો, ,,
ભારતમાના જય જય કાર ભણાવો, ,,

## ગીત ૬–રાગ ગીત્ત ૪ મુજબનો

કરો સામૈયુ હવે ઢીલ કરો મા, ઘોડે બેસેને વર લાડડા.
મોંઘા તે મૂલના પટકુળ પ્હેરી, ,,
ગાંધી મહારાજાની મોઘેરી ખાંદી, ,,
મોંઘી ખાદીને સાચા મોતી જડાવી,, ,,
અંગે અનુપમ શોભે છે ખાદી ,,
ખાદીનો વાઘોને ખાદીનું પ્હેરણ ,,
રાજ મુગટ જેવો ખાદીનો સાફો ,,
તેડાવો સામૈયામાં શાંણા સાજનીયા ,,
સખીયો બોલાવો મંગળ ગીત ગાવા ,,

## ગીત ૭ છાબ વધાવવાનું ગીત

મારે સોના સમોરે સૂરજ ઉગીયોરે,
હું તો છાબ વધાવવાને જઇશ મારે

મારે છાબ આવી છે મોંઘા મૂલનીરે,
હું તો નીરખીને વારી વારી જાઉં મારે

મારે ખાદીની સાડી છે સોહામણીરે,
હું તો હરખે વધાવું છું આજ મારે

મારે સાડી ભરી છે સાચે મોતીડેરે,
હું તો શોભા દેખીને હરખાઉં મારે

મારે ખાદીના પોલકાને ઘાઘરારે,
હું તો ખાદીનો ભાળું અંબાર મારે

મારે ગાંધી મહાત્માની આમન્યારે,
હું તો શિષ ચડાઉ ભલી ભાત મારે

## ગીત ૮ વરરાજાને નાવણનું ગીત

ઇશ્વર ધોવે ધોતીયા—એ રાગ.

તાંબા તે કુંડીઓ મંગાવજો વરરાજા નાવણ કાજ;
ઢીલ કરોમાં ઘડી એકની તૈયાર થયા વરરાજ.
ગંગાજીના અતિ નિર્મળા મંગાવો મીઠા નીર;
લાવો સુગંધી વાયુભર્યા નદી જમનાજીના નીર.
કૃષ્ણા ગોદાવરી નર્મદા અને સાભ્રમતિના નીર;
ભાગીરથી ને સરસ્વતીના લાવો મધુરા નીર.
શોભે રૂડા વરરાજવી પ્હેર્યાં છે ખાદીના ચીર;
કાંતિ મનોહર દીપતી અતિ સુંદર એનું શરીર.

આણ્યા છે નીર અતિ નિર્મળા નાવણુ કરજો ધરી પ્રીત;
મર્દન કરજો કાયાનું, નાવણુ કરવાની રીત.
જુઓ જુઓ વરરાજનું મનમોહક ભાલ વિશાલ;
દાડમ કળીશા દાંત ને વળી હોઠ ગુલાબી લાલ.

## ગીત ૯ વરરાજાનો શણુગાર

ઇશ્વર ધોવે ધોતીયા—એ રાગ

આવ્યા લગન તમ આંગણે છે ઉત્તમ અવસર એહ,
ઉત્તમ વિધિને સાચવી, મંગળ વરતાવો ઘેર.
શણુગારો વરરાજને, પૂરો એના મન કોડ;
સુંદર કાયા શોભશે, એની જગમાં ન મળે જોડ.
અંગે અનુપમ દીપશે, ખાદીનો વાઘો ખૂબ;
રંભા પણુ મોહી જશે, ભાળીને એના રૂપ.
માથે મુગટ પણુ ખાદીનો, જેનો આછો ગુલાબી રંગ;
ધોતીયું પ્હેરણુ ખાદીના, પ્હેરાવો વરને અંગ.
અહો અહો વરરાજના, હું ઓવારણા લઉં આજ;
સીતા સરખી સુંદરીના, રામ સમા ભરથાર.

## ગીત ૧૦ વરરાજાનો શણુગાર

મારે સોના સમોરે સૂરજ ઉગીયો—એ રાગ.

બ્હેની રૂપ જુઓ વરરાજનુંરે જાણે પૂનમ કેરો ચંદ
હું તો વારી જાઉંરે વરરાજનેરે

બ્હેની કાંતિ અલૌકીક દીપતીરે, જાણે દેવ સભાનો ઇંદ્ર–હું તો
બ્હેની મીઠું મીઠું મધુરૂ હશેરે, વાણી બોલે ત્યારે ઝરે ફુલ–હું તો
બ્હેની તેજે ભર્યું છે એનું તાલકું રે, એના દાડમ કળીશા દાંત–હું તો
બ્હેની વાઘો સજ્યો છે એણે ખાદીનોરે, માથે ખાદી મુગટ સોહાય–હું તો
બ્હેની પ્હેરણ ધોતીયું ખાદીના રે, પ્હેરી ખાદીની મોજડી સાર–હું તો
બ્હેની ભાગ્ય પુરા કન્યા તણા રે, જેને આવા મળ્યા ભરથાર–હું તો
બ્હેની જુગજુગ જોડું જીવજો રે, કન્યા પામો અખંડ સૌભાગ્ય–હું તો

## ગીત ૧૧ વરરાજાની પિતાને વિનંતિ

### રાગ ગીત ૪ મુજબનો

પૂજ્ય પિતાજીને કહે છે વરરાજા પરણું પ્રીતથી ખાદી પહેરીને
પરદેશી વસ્ત્રો મારી નજરે ન લાવો ,,
પરદેશી વસ્ત્રો પ્હેરી નહીં રે ફસાઉ ,,
મોહ માયામાં હું તો નહીં રે સપડાઉ ,,
પરદેશે શાને લક્ષ્મી મોકલવી ,,
ભૂખ્યાં ભાંડુને ખાદી આપે છે રોજી ,,
પ્રાણ બચે છે લાખો નર ને નારીના ,,
ઉત્તમ કુળની છે ખાદી નિશાની ,,
મંગળ ટાણાની છે ખાદી નિશાની ,,
ખાદીના પ્હેરણ સાથે ખાદીનો વાઘો ,,
માથે મુગટ પણ ખાદીનો શોભે ,,
ખાદીનું ધોતીયું અતિશય દીપે ,,
જુઓ પિતાજી ખાદી કેવી શોભે છે ,,

## ગીત ૧૨ વેવાઇને આદર સત્કાર

.તમે જાન રૂડી જોડી આવ્યા વેવાઇ ભલે આવ્યા
તમે વરરાજાને શણગાર્યા ,,
શુદ્ધ ખાદીના વસ્ત્ર પ્હેરાવ્યા ,,
આખે અંગે શોભે છે ખાદી ,,
એમાં દેશ આખાની આબાદી ,,
તમે પ્હેલ ભલેરી કરી છે ,,
ઢીલા પોચાની શંકા હરી છે ,,
રૂડા જાનૈયાને ભલે લાવ્યા ,,
ખાદી પ્હેરી જાનૈયા આવ્યા ,,
તમે લાજ અમારી વધારી ,,
તમે બાંધી છે જશની ભારી ,,

## ગીત ૧૩ વેવાણોને આવકાર

આવો આવો વેવાણો પધારો રે, અમ આંગણ આજ પધારો રે
તમે આવ્યા છો પ્હેરીને ખાદી રે, એમાં દેશ તણી છે આબાદી રે
તમે ગાંધીની આજ્ઞા છે પાળી રે, તમે મમતા વિદેશીની ટાળી રે
ધન્યવાદ તમોને વેવાણો રે, તમે ધર્મ સતીનો છે જાણ્યો રે
તમો શોભો છો લક્ષ્મીજી જેવા રે, સીતા રાધાજીના રૂપ એવા રે
તમે શોભા મંડપની વધારી રે, કુળ ધર્મની લાજ વધારી રે
આવો આવો હોંસેથી મળીયે રે, જેજેકાર ખાદીનો ભણીયે રે

## ગીત ૧૪ કંસાર જમતી વખતનું ગીત

### વરવાઘેલો ને વાડીએ ઉતર્યો—એ રાગ

લાડો ને લાડડી જમે રે હોંશથી મીઠો મધુરો રૂડો કંસાર રે લાડો.
લાડડો આપે રે લાડડીને હોંશથી કંસાર કોળીયા બે ત્રણ ચાર „
લાડડો કહે છે રે સુણજો લાડડી કંસાર લાગે મધુરો સ્વાદ રે „
કંસાર જેવો મધુરો કેળવો આપણા બન્ને તણો સંસાર રે „
લાડડી કહે છે જમો વરલાડડા લ્યોને કંસાર કોળીયા ચાર રે „
મારા સમ છે જમો વરલાડડા પ્રીતે કીધો રૂડો કંસાર રે „
લાડડા ને લાડડીને આશિષ એટલી સુખીયા હોજો સદા સંસારે „

## ગીત ૧૫ હસ્તમેળાપ વખતનું ગીત

### ઇશ્વર ધોવે ધોતીયા—એ રાગ.

હાથે હાથ મીલાવીને, બેઠા કન્યા વરરાજ
પંચની સાખે દંપતિ, જીવન જોડે છે રે આજ ૧

તમ જીવનમાં પ્રેમની, બંધાણી મજબુત ગાંઠ
જીંદગીભર તુટે નહિ, ભલે આવે હજારો આંટ ૨

તમ જીવન વ્યવહારમાં, નહીં ભૂલી જતાં આ—ટેક
પ્રેમ તમારા દેવ છે, પ્રેમ રાખે તમારી નેક ૩

વરરાજા તમે માનજો, કન્યાને દેવી સમાન
અર્ધાંગના એ આપની, એના વધારજો તમે માન ૪

શાણી કન્યા તમે માનજો વરરાજા દેવસમાન
આજ્ઞા પતિની પાળજો, વળી દેજો સદા સન્માન ૫

## ગીત ૧૬ હસ્તમેળાપ વખતનું ગીત

લગન બાજોઠડીને મોતીરે જડયા
કુંવારી કન્યાએ કાગળ લખીરે મોકલીયા—એ રાગ

હાથ કન્યાનો ઝાલો હેતે વરરાજા
ઉત્તમ કુળની છે કન્યા વરરાજા
પ્રીત જોડો છો પંચ શાખે વરરાજા
પ્રીત સાચવજો સદા સાચી વરરાજા
દીકરી ઉછેરી રૂડી રીતે વરરાજા
શિખામણ પેટી આપી સાથે વરરાજા
સત્ય નિતિના બીજ રોપ્યા વરરાજા
સાદી રહેણી ને શાંતિ શીખવી વરરાજા
વિયોગ વેઠયો નથી કદીયે વરરાજા
આજે વિયોગ અમને સાલે વરરાજા
અમ ઘરની શોભા તમને સોંપી વરરાજા
અમ ઘરનું નૂર તમને સોંપ્યું વરરાજા
સંપી રહેજો સંસારે શાણા વરકન્યા
સુખ દુઃખમા ભાગ લેજો વ્હાલા વરકન્યા
ઇંદ્ર ઇંદ્રાણી જેવા શોભો વરકન્યા
રાધા ને કૃષ્ણ જેવા દીપો વરકન્યા

## ગીત ૧૭ માંગળીક ફેરા ફરતી વખતનું ગીત

આંડવડેરે કાંઇ ઢાળોને બાજોઠી કે ફરતી મેલોને કંકાવટી—એ રાગ

બ્હેની રે તમે ફેરા ફરતા શીખો કે ઝટપટ ચાલો પતિની આગળે
બ્હેની રે તમે પાછળ ના રહી જાશો કે ,,
બ્હેની રે તમે ડાહ્યા ચતુરા બહુ છો કે ,,
બ્હેની રે તમે જીત્યા ખરેખર આજ કે ,,
બ્હેની રે તમે જીત્યા પરંતુ સમજો કે શું શું કરશો પતિની આગળે
બ્હેની રે તમે ઉઠજો સૌથી પ્હેલા કે ખટકો રાખી પતિની આગળે
બ્હેની રે તમે કાયા દિપાવો પ્રેમે કે ખાદી પ્હેરી પતિની આગળે
બ્હેની રે તમે ખાદી પ્રીતે પ્હેરાવે કે ઘરમાં સૌને પતિની આગળે
બ્હેની રે તમે સુતર સુંદર કાંતો કે રેંટીયો લાવી પતિની આગળે
બ્હેની રે તમે શાંતિ ક્ષમાને સેવો કે ધીરા બનજો પતિની આગળે

## ગીત ૧૮ વરકન્યાની પ્રીતિ

વરને કન્યાને સાચી પ્રીત બંધાણી, સુણજો સાજનીયા પ્રેમે
ચિત લગાડી સાચી પ્રીત બંધાણી

જળને મીન સાથે પ્રીત બંધાણી,
વરને કન્યાની તેવી પ્રીત બંધાણી સાચી પ્રીત બંધાણી

ભમરાને ફુલ સાથે પ્રીત બંધાણી
વરને કન્યાની તેવી પ્રીત બંધાણી સાચી પ્રીત બંધાણી

પતંગને દિપક સાથે પ્રીત બંધાણી
વરને કન્યાની તેવી પ્રીત બંધાણી સાચી પ્રીત બંધાણી

કુમુદને ચંદ્ર સાથે પ્રીત બંધાણી
વરને કન્યાની તેવી પ્રીત બંધાણી સાચી પ્રીત બંધાણી
પ્રાણ જાયે પણ પ્રીત ન તુટે
વરને કન્યાની પાકી પ્રીત બંધાણી સાચી પ્રીત બંધાણી

## ગીત ૧૯ વરરાજા ફાળકો ઉકેલે છે તેનું ગીત.

મોહનભાઇ વરરાજે સીમાડીઉ ઘેરીમાણારાજ-એરાગ

ઉત્તમ કુળના સુણો હો વરરાજ (૨)
સુતરનો ઘુંચેલો ફાળકો ઉકેલો હો રાજ.
ધીરા થઇને ફાળકો લ્યો હાથ (૨) સુતરનો
મુંઝાશોમાં ઝીણી જોઇને ઘુંચ (૨) સુતરનો
એથી ઝાઝી સંસારમાં છે ઘુંચ (૨) સુતરનો
એક એક છોડી નાખો ઘુંચ (૨) સુતરનો
તોડશો તો વધી જાશે ઘુંચ (૨) સુતરનો
કમાણીથી વધે ઘરનું ખર્ચ (૨) ઘુંચાયે સંસાર કેરો ફાળકો હો-રાજ
પ્હેરો જો પરદેશી ઝીણા વસ્ત્ર (૨) ,,
કમાણીથી ઓછું રાખો ખર્ચ (૨) ઉકલે સંસાર કેરો ફાળકો હો રાજ
પ્હેરો પ્રીતે ખાદી કેરા વસ્ત્ર (૨) ,,
આપું તમને હજારો ધન્યવાદ (૨) ભલેરે ઉકેલ્યો સુતર ફાળકો
હો-રાજ

## ગીત ૨૦ વર કન્યાના વખાણ.

વર કન્યાની જોડી મળી છે સારી રે,
વરકન્યાને જોઉ છું હું તો વારી રે.

આશા આજે પુરણ થઇ છે મારી રે,
જોડું જોઇને રાજી થાયે નરનારી રે.

વરરાજાએ સુંદર શિક્ષણ લીધું રે,
ભારત માની ભક્તિ તણું જળ પીધું રે.

ઘરમાં સૌને ખાદી તણુ જ્ઞાન દીધું રે,
રૂડી રીતે માત પિતાનું કામ કીધું રે.

વરરાજા જાતો જીવન સાદુ ગાળે રે,
ચા બીડીની બુરી આદત બધી ટાળે રે.

ઉપકારીનો બદલો ન ભૂલે કોઇ કાળે રે,
ખાદી પ્હેરી રાંક ભાંડુને પાળે રે.

શાણી કન્યા પીયરમાં ભણ્યા પ્રીતે રે,
રહેણી માં તો કન્યાને કોઇ ન જીતે રે.

શાંતિ રાખે લાખો ભલે દુઃખ વેઠે રે,
બન્ને કુળને અજવાળે ભલી રીતે રે.

ઘરમાં સૌને ખવરાવ્યા પછી ખાશે રે,
તરસ્યા જન ને છાશને પાણી પાશે રે.

ખાદી પ્હેરી ગાંધીજીના ગીત ગાશે રે,
ઘરમાંથી તો આળસ બધાં દૂર થાશે રે.

સેવા કરતા પામજો સુખ અપાર રે,
પ્રીતે પ્હેરો સુંદર સુતર હાર રે.

સાજન સર્વે આશિષ આપે આવાર રે,
સુખી રહેજો વર કન્યા અપાર રે.

## ગીત ૨૧ જાનૈયાને જમણનું ગીત

મેઘાડંબર ગાજે—એ રાગ

કંસાર કીધો પ્રેમથી જમો જમોરે જાનૈયા
દેશી સાકર એમાં ભેળવી ,,
માંહે છે ઘી ભૂરી ભેંસનું ,,
ભજીયાં કર્યાં છે હોંસથી ,,
તાજા ઘાણીના તેલના ,,
સાટા સુતરફેણી લાડવા ,,
પોચા પોચા કર્યાં દહીંથરા ,,
મમરી પાપડને સેવ છે ,,
દુધ કઢેલું ભેંસનું ,,
શાક બનાવ્યાં સામટા ,,
ગરમ મસાલા એમાં ભર્યા ,,
પકવાન વીધ વીધ ભાતના ,,
પ્યાલા ભરી ભરીને પીઓ જમો જમોરે જાનૈયા.
ચાવી ચાવી જમજો બાધા ,,
મીઠી મધુરી વાનીઓ ,,
મુખવાસમાં છે એલચી ,,
પાન સોપારી સોહામણી ,,

## ગીત ૨૨ વરરાજાને જમણનું ગીત

રાગ—ઉપર મુજબનો

પકવાન વિધ વિધ ભાતના જમો જમોરે વરરાજા
પકવાન મધુરા છે બધા ,,
બરફી જલેબી ને દહીંથરા ,,
ગુંદવડા ને સુતરફેણી જમો ,,
દુધપેંડા ને લાડવા ,,
મેશુર મગજ સોહામણા ,,
સાટા મોળા ને મીઠા કર્યા ,,
દુધપાકના કટોરા ભર્યા ,,
મીઠો કંસાર ભાવે જમો ,,
સેવ જમો મમરી જમો ,,
પાપડ ને વળી આથણાં ,,
ભજીઆની સાથે રાઇતા ,,
ભાત કમોદનો હોંશથી ,,
શાક ભીંડા કારેલા તણા ,,
તુરીયા ગુવાર ને કાકડી ,,
ભાત સાથે દુધ ભેળવો ,,
દુધમાં સાકર મેળવો ,,

## ગીત ૨૩ શીખ આપે તે વખતનું ગીત

આવો આવો રે વેવાણો પધારો રે—એ રાગ

આજે પુત્ર તમે પરણાવ્યો રે, તમે લાવો લીધો મનમાન્યો રે.
મોટું મહાજન અમ ઘર આવ્યું રે, અમ દિલડામાં એ બહુ ભાવ્યું રે.

અમે અરજી વેવાઇને કરીયે રે, શક્તિ માપી બોજો શીર ધરીયે રે.
શીખ દેજો વીચાર કરીને રે, ચિંતા થાય ન દિલમાં ફરીને રે.
સૌથી મોટી રકમ તમે દેજો રે, વિદ્યાદાનનો રૂડો લ્હાવો લેજો રે.
ગાંધીજીની નિશાળમાં આપો નાણું રે, ફરી આવશે નહિ આવું ટાણું રે.
વિદ્યા ભણશે ને આશિષ દેશે રે, તમ નામ અમર કીર્તિ રહેશે રે.
રૂડા રેંટીયા વિધવાને આપો રે, ભૂખ્યા તરસ્યાના દુઃખડા કાપો રે.
પરમાર્થી મંડળને દ્યો નાણું રે, લ્હાવો લેજો આવ્યું છે રૂડુ ટાણું રે.

## ગીત ૨૪ શીખ આપે તે વખતનું ગીત

રાગ—ગીત ૪ મુજબનો

શાણા વેવાઇ તમને આટલું કહીયે, ગાંધી શાળામાં નાણું આપજો.
દીકરા ભણે છે અહીંના હોંશે વેવાઇ, ,,
બુદ્ધિ ખીલે છે રૂડી રીતે વેવાઇ, ,,
કાયા બને છે તાંબા જેવી વેવાઇ, ,,
ઉછરે છે નિર્મળ વાતાવરણે વેવાઇ, ,,
હિંદ માતાની ભક્તિ શીખે વેવાઇ, ,,
સ્વરાજ્ય ભાવના તો જાગે વેવાઇ, ,,
શિક્ષક તો જાણે સાચા હીરા વેવાઇ, ,,
તન મન ધન અર્પી સેવા કરતા વેવાઇ, ,,
દેશના હીરા એમાં પાકે વેવાઇ, ,,
સાનમાં સમજી આપો નાણું વેવાઇ, ,,

## ગીત ૨૫ વેવાઇની ચાકરી બરદાસ કરવાનું ગીત.

આવા ઉનાળાના દહાડા રે લાડી વીંઝણો કાં ન લાવી એ રાગ.

સેવા આપની થઇ નથી રૂડી વેવાઇ કરજો અમોને માફી
તમે મોટા નગરના નિવાસી વેવાઇ ,,
તમે મેડી ઝરૂખા નિવાસી વેવાઇ ,,
તમે રાજ વૈભવના વિલાસી વેવાઇ ,,
ખામી ઉતારા દીધામાં આવી વેવાઇ ,,
ખામી ભોજન આપ્યામાં આવી વેવાઇ ,,
ખામી વાની પીરસવામાં આવી વેવાઇ ,,
ખામી દીવાબત્તીનાં જે આવી વેવાઇ ,,
ખામી જાન સેવામાં આવી વેવાઇ ,,
ખામી જાનૈયા ભક્તિમાં આવી વેવાઇ ,,
ખામી કન્યા કરીયાવરમાં આવી વેવાઇ ,,
ખામી પહેરામણીમાં જે આવી વેવાઇ ,,
ખામી શીખ દીધામાં જે આવી વેવાઇ ,,

## ગીત ૨૬ કન્યાને શીખ

ઢોલીડા ધડુકયા લાડી ચાલો આપણે ઘેરરે—એ રાગ

વ્હાલી બ્હેની સુણજે પ્રીતે સાચી મારી શીખ રે.
સાસરીયામાં સૌની સાથે બોલો મીઠા બોલ રે.
નાની નણુદી લાડકવાયી ગણજો નાની બ્હેન રે.
આજ્ઞા પાળી સાસુજીને રાજી કરજો બ્હેન રે.
પીતા માની સસરાજીના વચનો માનો બ્હેન રે.

દેરાણી જેઠાણી સાથે હળજો મળજો બ્હેન રે.
કીધા પહેલા કરવા કામો સૌના પહેલા બ્હેન રે.
ખાદી પ્હેરો ને પ્હેરાવો ઘરમાં સૌને બ્હેન રે.
રેંટીયો લઇને સુંદર ઝીણું સુતર કાંતો બ્હેન રે.
પરદેશી કાપડને છોડો તજી મમતા બ્હેન રે.
ખાદી પહેર્યે લાખો ભાંડુ રોટી પામે બ્હેન રે.
ગાંધીજીની આજ્ઞા પાળો વ્હાલી મારી બ્હેન રે.

## ગીત ૨૭ કન્યાને શીખ

### રાગ—ગીત ૧૯ મુજબનો

શાણી બ્હેની સુણોને આ શીખ (૨) સાસરીયામાં રૂડી
રીતે રહેજો રે હો બ્હેન

સેવા કરજો વડીલોની બ્હેન (૨) ,,
સૌની સાથે મીઠા મધુરા વેણ (૨) ,,
વ્હાણામાં સૌ પ્હેલા ઉઠજો બ્હેન (૨) ,,
વ્હેલા ઉઠી પ્રભુ ભજજો બ્હેન (૨) ,,
કુછંદીની સોબત તજજો બ્હેન (૨) ,,
ચોંપે ભરજો પાણી બેડા બ્હેન (૨) ,,
હાથે દળજો હોંશેથી હો બ્હેન (૨) ,,
ગીતો ગાજો ઘંટી સાથે બ્હેન (૨) ,,
હાથે કપડા ધોજો રે હો બ્હેન (૨) ,,
રસોડાને ચોકખું રાખો બ્હેન (૨) ,,
જમાડીને પછી જમજો બ્હેન (૨) ,,
હરી લેજો સૌના મનને બ્હેન (૨) ,,

## ગીત ૨૮ વરરાજાને બ્હેનની શીખ

રાગ—ગીત ૧૭ મુજબનો.

વીરા રે તમે સુણજો પ્રેમે આજે કે, તમને આપે શીખામણ બેનડી
વીરા રે તમે ઉત્તમ કન્યાને પરણ્યા કે, „
વીરા રે તમે ધર્મ પતિનો જાણો કે, „
વીરા રે તમે રક્ષા સતીની કરજો કે, „
વીરા રે તમે પત્નિ ગણો ગૃહ દેવી કે, „
વીરા રે તમે સપી વધારો પ્રીતિ કે, „
વીરા રે તમે સુખીયા થાજો સંસાર કે, „

## ગીત ૨૯ વેવાણોને ઉપાલંભ

અમે આવ્યાતા રંગભર્યા રમવા રે—એ રાગ

આઘા રહેજો અંહીથી વેવાણો રે,
તમે સતી ધર્મ નથી જાણ્યો રે,
તમે વસ્ત્ર વિદેશી છે પહેર્યા રે,
તમે પાપના ઝાડ ઉછેર્યા રે,
તમે ફેરવી છે છરી હાથે રે,
ભાઇ-ભાંડુ લાખોના માથે રે,
તમે જાત તમારી વટલાવી રે
પુન્ય કર્મો નાખ્યા છે બાળી રે,
તમે લાગો છો કદરૂપા કાળા રે,
જમદૂત તણા છો પાળા રે,
તમે આંગણું અમ અભડાવ્યું રે,
કુળ નામ તમે છે લજાવ્યું રે,

તમ સાથ અમારે અબોલા રે,
એનું કારણ કે તમે ગોલા રે,

## ગીત ૩૦ કન્યા વોળાવતી વખતનું ગીત

દાદાને આંગણ આંબલો, આંબલો ઘેર ગંભીર જો—એ રાગ

વ્હેની વિયોગ છે આકરો, વ્હેલા આવજો ઘેર જો,
ધર્મ સતીના પાળજો: કરજો શીળ જતન જો.
છેલ્લી શિખામણ સાંભળો, ખાદી પ્હેરજો અંગ જો,
સાદી રહેણી સદા રાખજો, મીઠાં બોલજો વેણ જો.
પરદેશી વસ્ત્ર ઝીણા ત્યાગ જો, કદી કરશો ન મોહ જો,
એમાં છે હિંસા આકરી, રહેજો એનાથી દૂર જો.
વસ્ત્ર વિદેશી વાપરી, ખોવું શિયળ ને સાચ જો,
વધ્યા વિકાર કામાંધતા, ખોયા સંયમ પ્રેમ જો.
માટે ખાદી તમે ધાર જો, ભૂલશો નહિ એ શીખ જો,
ગાંધીજી આશિષ આપશે, સુખી થાજો સદાય જો.

## ગીત ૩૧ કન્યા વળાવતી વખતનું ગીત

જનક રાયને માંડવે—એ રાગ

નવલા વેવાઇ સાંભળો, કન્યા કરોને તૈયાર (૨)
મૂરત આવ્યું છે ઢુકડું, હવે કરશો ન વાર (૨) કન્યા પ્રેમે વળાવજો
શાણી કન્યા છે આપણી, લડાવ્યા લાડ અપાર (૨)
અમ ઘેર બહુ સુખ પામસે, ચિંતા ન ધરો લગાર કન્યા

આપે કન્યાના ઉરમાં, રેડયા સારા સંસ્કાર (૨)
જતન કરીને રે પોષશું, રૂડા દૈવી સંસ્કાર (૨) કન્યા
કન્યા અમુલખ રત્ન છે, દીપવશે અમ કુળ (૨)
અમ ઘર રૂપી ઉદ્યાનમાં. ખીલવશું સાચુ ફુલ (૨) કન્યા
કન્યા ખાદીના વસ્ત્રમાં, શોભે દેવી સમાન (૨)
ખાદી પ્રેમે પહેરાવશું, કરશું કન્યા સન્માન (૨) કન્યા
આપે આપ્યો છે રેંટીયો, શાણી કન્યાને હાથ (૨)
અમ ઘેર પ્રીતેથી કાંતશે, નાની નણદીની સાથ (૨) કન્યા
આપે રત્ન ઉછેરીયું, અમ ઘેર વધશે અનુપ
પ્રેમે રહેશે આનંદમાં, કન્યા રંભાનું રૂપ (૨) કન્યા

## ગીત ૩૨ વરકન્યાને આશિષ

### રાગ ઉપર મુજબ

આપો સખીઓ આનંદથી, વર કન્યાને આશિષ (૨)
અંતર ખોલીને પ્રેમથી, વિનતિ કરીએ જગદીશ (૨)
વરકન્યા સુખી થજો.
વરકન્યા જુઓ દીપતા, જાણે કુમુદ ને ચંદ્ર (૨)
પ્રેમ પરસ્પર કેળવી, ભોગવજો રે આનંદ (૨) વરકન્યા
વરકન્યા જુઓ દીપતા, જાણે રાધાને શ્યામ (૨)
હળજો મળજો રે હેતથી, કરજો રૂડેરા કામ (૨) વરકન્યા
વરકન્યા જુઓ દીપતા, જાણે સીતાને રામ (૨)
ધીરજ રાખો સંસારમાં, સુખદુઃખ સ્હેજો તમામ (૨) વરકન્યા
પ્રીતેથી તમે પાળજો, રૂડા દંપતી ધર્મ (૨)
સેવા કરજો જગદીશની, સમજી ધર્મનો મર્મ (૨) વરકન્યા

# ગીત ૩ર વરરાજા પરણીને ઘેર આવે ત્યારે

પરણી આવ્યા તમે સુંદરી .વરરાજા વિચારો.
કન્યા છે રૂપગુણે ભરી ,,
ધર્મ પત્નિ છે આપની ,,
ઘરના વ્હેવારમાં રાણી છે ,,
સુખદુ:ખની ભાગીયેણ છે ,,
પાળો પોષો એને પ્રેમથી ,,
વિનય વિવેક પઢાવજો ,,
સાદાઇના બીજ રોપજો ,,
રેંટીયો ઘેર મંડાવજો ,,
ઝીણું સુતર કંતાવજો ,,
ખાદીના વસ્ત્ર પહેરાવજો ,,
મોહ ગુમાન છોડાવજો ,,
કુટુંબ સાથે દેશની ,,
સેવાની ભાવના રોપજો ,,
સંસારમાં સુખ પામવાં ,,
પ્રેમે હળી મળી ચાલજો ,,

# હિંદનું ઝાંખુ ચીત્ર

## —ત્રીકાળી ગરબો—

૧

રાગ-માજી તું પાવાની પટરાણી ભવાની મા કાળકા રે લોલ

માજી તું હિંદ હિતેશ્વરી માત હલકતી હેતથી રે લોલ
માજી તારા ગુણ ત્રિભુવન ગાય જગતમાં જોટો નથી રે લોલ

માજી તારો ઉંચો ઉજળો કોટ વ્યોમથી વાતો કરે રે લોલ
માજી ગાજે મોટ મોટાના માન દુશ્મન દેખી ડરે રે લોલ

માજી તારે સાત સાયરની છોળ આંગણીયે ઉછળે રે લોલ
માજી ફરે ખેડલા બારે બહાર સમૃદ્ધિ આવી ઢળે રે લોલ

માજી નવસો નવાણું નીર નદીને તીરથ રહે રે લોલ
માજી ટાળે ત્રિવિધતાપ સંતાપ પાપ તનમનમાં દહે રે લોલ

માજી પૂર્યાં આંગણે મોતીચોક હિરા જડયા બારણે રે લોલ
માજી ઝુલે દેવ કોટી તેત્રીસ પોઢી તારે પારણે રે લોલ

માજી તારો ભૂમિનો સહુ ભાર ધુરંધર ધોરી વહે રે લોલ
માજી એની ધમકે ધુધરમાળ દુશ્મન દુઃખે દહે રે લોલ

માજી તારા રણુ જોદ્ધા રજપુત વીર હાક ભેળા ચડે રે લોલ
માજી એને કેસરીયાના કોડ રણે નિર્ભાંત લડે રે લોલ.

૨

માજી હવે હીરલાની હડતાળ વીરલા વીર ગયા રે લોલ,
માજી ગયાં વીરનાં હીર નીર શિર ખખડતાં ખોખાં રહ્યાં રે લોલ.

માજી ગયા ગીત ગીતાના ઘોષ રાસા ચિત્ત ચીરતા રે લોલ.
માજી તારાં કાંડાં કાપેલ બાળ ગઇ ભડ વીરતા રે લોલ.

ગઇ ગઇ ચાતુરી ચોળાઇ લુંટાઇ લક્ષ્મી ગઇ રે લોલ
ગઇ ગઇ સમૃદ્ધિ સાગર પાર રિદ્ધિ ને સિદ્ધિ ગઇ રે લોલ

માજી તારાં દૂધ મલ છોડી દૂધ વિદેશી ધાવતાં રે લોલ
માજી તને માતને ભૂલ્યાં તાત ભ્રાતને ભૂલતાં રે લોલ

માજી તારા ખોળા ખુંદણુ બાળ ભેડાંથી ભડકતાં રે લોલ
માજી એવે દૂધેં અણઘડ અંગ વંઠેલા થતાં રે લોલ

માજી તારાં મોંઘલાં મીઠડાં બાળ રાંકા થઇ રડવડે રે લોલ
માજી જ્યાં ત્યાં હડ હડ હડ ધુત થાય ફુંફાડે ફડ ફડે રે લોલ

માજી કુરનસ પર કુરનસ થાય સલામ જે ઝીલતા રે લોલ
માજી એતો આવી એને દ્વાર ભોજન રહ્યા ભીખતા રે લોલ

માજી તારાં બબ્બે પૈસે બાળ પાંપળાં પેટો ભરે રે લોલ
માજી તેમાં બળિયાના બે ભાગ અરધે ભૂખે મરે રે લોલ

માજી તારાં ભૂત શાં ભૂખલાં બાળ દુઃખભર્યાં દામણા રે લોલ.
માજી એનાં ગળિયલ બળિયલ હાડ મુખ સુકામણાં રે લોલ.

માજી તારાં અન્ન પેદા કરનારે અન્ન વિના ટળવળે રે લોલ
માજી તારાં ધીંગા ધડબાં દિલ ખળભળ્યાં કળકળે રે લોલ

માજી નિત્ય નવલે નવલે રોગ ઉપદ્રવે ધાંધાં કર્યાં રે લોલ
માજી માંહે કાળ દુકાળના ભોગ મોંઘા મોંઘવારી ભર્યા રે લોલ

માજી તારા રતનાગરની રેલ રતન રોજે રેલતી રે લોલ
ત્યાં તો હવે શંખલાં ને શેવાળ લાવે છેલ છેલતી રે લોલ

૩

માજી હવે ઉજળી થાશે રાત અંધારી આથમી રે લોલ
વ્હાણુલાં વાશે થાશે પ્રભાત દુઃખડાં જાશે શમી રે લોલ

માજી તારા ઘાયલ પૂત સૂપૂત સુતેલા જાગશે રે લોલ
માજી થશે ઝાઝો ઝંપાપાત જાત સુખ ત્યાગશે રે લોલ

જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશે રે લોલ
જાગશે સાવજ ચિત્તા વાઘ કેસરી ત્રાડશે રે લોલ

જાગશે રામ વિનામાં રામ ગર્વ ગંજન થશે રે લોલ
જાગશે જાગશે જાદવ ચંદ્ર અધમ ઉદ્ધારશે રે લોલ

જાગશે કર્ણાર્જુન થઇ એક ધનુર્વેદ ધારશે રે લોલ.
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધા પણ પાળશે રે લોલ.

જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાં રે લોલ.
માજી એને યુગ યુગના અપવાસ કરશે પારણાં રે લોલ.

જાગશે શિવાજીનાં સેન ધરતી ધ્રુજાવશે રે લોલ.
જીતશે કૂડ કપટના ખેલ કૂડ ત્યાં ધૂળ થશે રે લોલ.

માજી તારી કૂખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ.
માજી તારા દૂધમલ પીસે દૂધ દીપાવશે રે લોલ.

મંદમૃદુ હિમાળાના થાય ઉત્તરના વાયા જશે રે લોલ,
માજી જશે રોગ દોગ શોકના થોક શીતળતા શાંતિ થશે રે લોલ.

ઝરશે અમી ઝરતાં વરસાદ ભૂમિ ભીંજવશે રે લોલ.
ક્યારડે કલ્પતરૂનો પાક કણના કળશી થશે રે લોલ.

માજી એવા મોં માગ્યા વરસાદ કુંદનના વરસશે રે લોલ.
આવતી સાગરીયાની છોળ રતન ચોકે રેલી જશે રે લોલ.

માજી તારો ભાગ્ય-સવિતા ભર્ગસિંચતો ચડતો જશે રે લોલ.
પ્રભુના શરદપૂનમના ચંદ્ર સમો ભવ્ય સ્થંભી જશે રે લોલ,

માજી તારૂં ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખા થશે રે લોલ.
માજી તારો જય જય જય જયકાર જગત ત્રણુ ગાજસે રે લોલ.

## ગૃહદેવીઓનું ગીત ૪

(અંબા અલબેલી દીસો છો આજે રંગમાં રે લોલ એ-રાગ)

અમે સ્નેહને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ
અમે સ્વર્ગથી સંસાર તટે ઉતર્યા રે લોલ

અમે શાન્તિ ને આનંદ બધે રેલીયે રે લોલ
અમ હાસ્યમાં તો તેજના અંબાર છે રે લોલ

અમે વાણીથી સ્વર્ગ સુધા રેલીયે રે લોલ
અમ નેણમાંથી પ્રેમની ધારા ઝરે રે લોલ

અમે ધાત્રીઓ સંસારની કહેવાઇએ રે લોલ
અમે વીર કાંઇ ઉત્સંગમાં ઝુલાવીયે રે લોલ

અમ ઉરથી અમૃતની સેરો ઝરે રે લોલ
અમી પાઇને દેવાંશીઓ ઉછેરીયે રે લોલ

અમે વિશ્વના સંતાપ સર્વ ફેડીયે રે લોલ
તપ્યા માનવીને છાંય શીળી આપીયે રે લોલ

દુઃખી માનવીનું શીર એક રાખીયે રે લોલ
અમે ઉતર્યા રોતાના આંસુ લુછવા રે લોલ

અમ હાસ્ય થકી શોભતો સંસાર છે રે લોલ
અમે વિશ્વમાં સૌન્દર્યના અવતાર શાં રે લોલ

અમે કાન્તની માનીતી ગૃહ દેવીઓ રે લોલ
અમે રાજી તો પ્રભુ સદા પ્રસન્ન છે રે લોલ

અમે સ્વર્ગને સંસારમાં ઉતારીયે લોલ
અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ

## ૫ ગાંધી મહિમાનો રાસડો

( ધન્ય મારી ભારત ભૂમિ રે એ—રાગ )

અવની ઉદ્ધારવા અવતર્યા રે પોરબંદર ગાંધી મહારાજ રે—
ધન્ય ધન્ય ગાંધી વીરા રે—
બાલ્યાવસ્થાથી સત્યનારે, બન્યા સાચા શૂરા મહાભક્ત રે, ધન્ય.
ભક્તિ કરી માત તાતની રે, પરમાર્થી શીખ્યા બધી ટેવ રે, ધન્ય.
જ્યારે વિલાયત સંચર્યા રે, વીર માતાએ બાધા દીધ રે, ધન્ય.

પરસ્ત્રિનો સંગ તમે છોડજો રે, દારૂ માટી કરાવ્યા બંધ રે, ધન્ય.
ભણી ગણીને દેશ આવીયા રે, પછી પહોંચ્યા આફ્રીકા દેશ રે, ધન્ય.

દેશી ભાઇઓના દેખી દુઃખડા રે, ઝંપલાવ્યું છોડી ધન માલ રે, ધન્ય.
બાર બાર વર્ષ દુઃખ વેઠીયા રે, જેલ યાત્રા કરી બહુ વાર રે, ધન્ય.

પત્થર ફોડયા નીજ હાથથી રે, પાયખાના કર્યા વળી સાફ રે, ધન્ય.
જીવ લેણુ હુમલો વેઠી લીધો રે, અણ સમજુ પઠાણનો ઘાવરે, ધન્ય

હિંદુ મુસ્લીમ ઐકય સાધીયું રે, ક્ષમા આપી પઠાણને સાવ રે, ધન્ય
પત્થર જેવાને કર્યા હીરલા રે, નબળા ને બનાવ્યા વીર રે, ધન્ય

ડંકા વગાડયો જગતમાં રે, જીત પામ્યા સત્યાગ્રહી વીર રે, ધન્ય.
ભરતી કરી ગુજરાતમાં રે, દેવા બ્રિટીશ રાજ્યને સહાય , ધન્ય.

સત્યાગ્રહી ધ્વજ રોપાયો રે, કેળવ્યા છે ખેડાના લોક રે, ધન્ય.
કાપ્યા મજુરના દુઃખડા રે, ચંપારણમાં ફરી દિન રાત રે, ધન્ય.

શ્રદ્ધા હતી સરકારમાં રે, જાણે મળશે હિંદીને ન્યાય રે, ધન્ય.
હિંદી પ્રજામત કોરે મૂકી રે, કર્યો રોલેટ એકટ પસાર રે. ધન્ય.

ચેત્યા ગાંધીજી આસમે રે, શરૂ કીધી મોટી ઝુંબેશ રે, ધન્ય.
પકડયા પંજાબમાં પેસતા રે, વીર ગાંધીને પલવલ ગામ રે, ધન્ય.

સંયમ પ્રજામાં ન્હોતો પુરો રે, તેથી હુલ્લડ થયા ઠામ ઠામ રે, ધન્ય.
દાબી દેવા બળ જોરથી રે, ડાયરે તો ચલાવી તોપ રે, ધન્ય.

જલીયાન વાલા બાગની રે, કથા સાંભળતા જવાળા થાય રે, ધન્ય.
પંજાબ જુલ્મની સાથે ભળ્યો રે, ખિલાફતનો મહા અન્યાય રે, ધન્ય.

હિંદુ મુસ્લીમ ભાઇ બંધો થયા રે, કર્યા બ્રિટન સાથે અસહકાર રે, ધન્ય.
દહાડે દહાડે જોર જામી ગયું રે, આત્મશુદ્ધિના યુદ્ધનું હિંદ રે, ધન્ય

શાંતિનો મંત્ર બધે પાઠવ્યો રે, રેંટીયાનો કર્યો રણકાર રે ધન્ય
પરદેશી વસ્ત્રના મોહથી રે, છોડાવી પ્રજા ભલી ભાત રે ધન્ય.

અંત્યજનું મહા દુઃખ કાપીયું રે, જાણે જાગ્યા મ્હેતા નરસિંહ રે, ધન્ય.
રાષ્ટ્રીય જ્ઞાન રૂડું આપવા રે, સ્થાપી ગુજરાત વિદ્યાપીઠ રે, ધન્ય.

આવ્યા શાહજાદા હિંદમાં રે બની નોકરશાહીના દાસ રે ધન્ય.
શાંતિનો મંત્ર પ્રજા ભુલી ગઈ રે, જ્યારે મુંબઇ પડી હડતાળ રે, ધન્ય.

જાગ્યું તોફાન મારામારી વધી રે, વીર ગાંધીની છાતી ચીરાય રે, ધન્ય.
દેવી સરોજની સાથમાં રે, ફર્યા આગેવાનો શાંતિ કાજ રે, ધન્ય.

પુરૂં પ્રાયશ્ચિત માથે લીધું ને કરે ગાંધીજી ચાર ઉપવાસ રે, ધન્ય.
ચૌરીચોરાએ ડાટ વાળીયો રે, પ્રજા બની પાગલ હેવાન રે, ધન્ય.

યુદ્ધનો માંડવો રોપ્યો હતો રે, બારડોલી ગાંધી સરદાર રે, ધન્ય.
ચૌરીચોરાના મહા પાપથી રે, બારડોલી લડત કીધી બંધ રે, ધન્ય.

ફરી પ્રાયશ્ચિત આદર્યું રે, કર્યા પૂરા તે પાંચ ઉપવાસ રે, ધન્ય.
શાંતિ પેગામ બધે મોકલ્યા રે, ફરી સ્થાપ્યું શાંતિનું રાજ્ય રે, ધન્ય.

જોદ્ધા પૂર્યા બધા જેલમાં રે, સરકારે દેખાડયું જોર રે, ધન્ય.
ગાંધીજી એકલા છુટા હતા રે, એને આપી છ વર્ષની જેલ રે, ધન્ય.

હોંશે ગયા છે ગાંધી જેલમાં રે, પુન્યવંતી ભારત ભૂમી કાજ રે, ધન્ય.
હિંદી સંતાન હવે જાગજો રે, ખરૂં ટાણું આવ્યું છે આજ રે, ધન્ય.

પરદેશી વસ્ત્રને છોડજો રે, ધરો ખાદીના સાદા વસ્ત્ર રે, ધન્ય.
પ્રીતેથી ફેરવો રેંટીયો રે, શાણી બ્હેનો તમારો ધર્મ રે, ધન્ય.

કોટી કોટી હોજો વંદના રે, પૂજ્ય ગાંધી અમારા છત્ર રે, ધન્ય.
માથે ચડાવશું ગાંધી આજ્ઞા રે, લેવા સાચું ને શુદ્ધ સ્વરાજ્ય રે, ધન્ય.

૭

## કુચ–તકલીનું ગીત

(રાગ–ચાલો સૌએ રણમેદાન)
તકલી તકલી તકલી રાજ
ડોલાવે સેતાની રાજ
ફેલાવે એ ગાંધી વાદ
એ જ અમારી તકલી આજ

હિંદને સ્વતંત્ર કરવા કંઇ વીરો બહારે પડયા
નહિ શસ્ત્ર એકે હાથમાં તકલી લઇ ફાવી રહ્યા.

ફરતી ફરતી ફરતી આજ
મુંઝાવે શેતાની રાજ
છોડાવે એ હિન્દુસ્તાન
એ જ અમારી તકલી આજ—તકલી

વર્ષો થયાં પરતંત્રતાની જંજીરો જકડી ગઈ
એ તોડવા બહાદૂર વીરે નહિ પ્રાણની પરવા કરી.

ફરરર ફરરર ફરતી જાય
હિન્દના દુઃખ હરતી જાય
ીરની સંગ હસતી જાય
જ અમારી તકલી આજ—તકલી

મહાત્મા ગાંધીજીના ગુણગાન

મનમોહન બલિહાર ગાંધીજી !
શુર સૈન્ય સરદાર ગાંધીજી !
નુતન યુગ ઘડનાર ગાંધીજી !
દૈવી તેજ ચમકાર ગાંધીજી !.........મનમોહન

ગુર્જરી કુંજે ગાજે ગાંધી !
નંદન વન વન ગાજે ગાંધી !
રાજ બને વિણુ તાજે ગાંધી !
દિલ દિલ સર્વ નવાઝે ગાંધી !...મનમોહન

જગત માત્રનું નુર ગાંધીજી !
જ્ઞાનામૃતનું પુર ગાંધીજી !
ભારત બંસી સૂર ગાંધીજી !
દિલ દરિએ ભરપુર ગાંધીજી !........મનમોહન

ગાય ગોપ ગોપાલક ગાંધી !
સત્યાગ્રહ સંચાલક ગાંધી !
હિંદ જનોના તારક ગાંધી !
જગત સૂત્ર ઉદ્ધારક ગાંધી !...મનમોહન

ખાદી પ્રભુના તોલ ગાંધીજી !
આભુષણ અનમોલ ગાંધીજી !
કુંજ કુંજ કલ્લોલ ગાંધીજી !
રાષ્ટ્ર ચેતના બોલ ગાંધીજી !..........મનમોહન

# ઇન્કીલાબ ઝીન્દાબાદ

ઇન્કીલાબ ઝીન્દાબાદ

ભારત ભરમાં ગાજે નાદ—ઇન્કીલાબ
નવજુવાનો હોંશિયાર-- ,,
ગામડીયા પોકારે નાદ— ,,
સૈનિકોના વિજય નાદ— ,,
એક અવાજે ગાજે નાદ— ,,
શહિદોના મરણ નાદ— ,,
બેહાનોના આંતર નાદ— ,,
ભારતના ભડ ગજવે નાદ— ,,
વીરોના રોમાંચી નાદ— ,,